१०५६

# बाणासुरमदमर्दन.

## ( ઓખાહરણ નાટક )

હરિવંશ ઈત્યાદિની કથાને

આધારે

રચીને પ્રસિદ્ધ કરનાર

રણછોડભાઈ ઉદયરામ.


મુંબઈ,

"નિર્ણયસાગર" મુદ્રાયંત્ર.

સંવત ૧૯૩૪ ચૈત્ર.

સન ૧૮૭૮ એપ્રિલ.

મૂલ બાર આના.

# બાણાસુરમદમર્દન.



## પાત્ર.

બાણાસુર ..........................શોણિતપુરનો રાજા.
રાણી, દેવી ......................તેની સ્ત્રી.
કુંભાંડ. ..........................તેનો પ્રધાન.
કૂપકર્ણ..........................તેનો સેનાપતિ.
વિદૂષક..........................તેનો સોબતી.
ચિત્રલેખા..........................વિધાત્રી.
રામા..............................પ્રધાનપુત્રી.
શિવ, મહાદેવ ....................મહેશ્વર. બાણના ઈષ્ટદેવ.
પાર્વતી ..........................શિવની અર્દ્ધાંગના.
ગણપતિ }
ઓખા, ઉષા } ......................પાર્વતીનાં ઉત્પન્ન કરેલાં બાળક.
કાર્તિકસ્વામી, સ્કંદ ..............શિવપાર્વતીનો પુત્ર.
નારદ..............................કલહપ્રિય દેવર્ષિ.
કૃષ્ણ..............................દ્વારિકાપતિ.
બળદેવ ..........................તેમના ભાઈ.
પ્રદ્યુમ્ન..............................કૃષ્ણપુત્ર.
સાંબ..............................,,
અનિરૂદ્ધ..........................પ્રદ્યુમ્નનો પુત્ર, ઓખાનો પતિ.
બકુલાંક..........................અનિરૂદ્ધનો મિત્ર.
રૂક્મવતી..........................પ્રદ્યુમ્નની સ્ત્રી.
અનાધૃષ્ટિ. ......................કૃષ્ણનો સેનાપતિ.
યુયુધાન, ગદ, સારણ, નંદ, }
ઉપનંદ, ભદ્ર, સાત્યકિ, વિપૃથુ. } કૃષ્ણસભાના યાદવો.
બ્રહ્મા ..............................અજ.

બંદીજનો, ચંડાલ, ચંડાલણી, શિવના ગણ.—ભૂત, ભૂતડિયો, માતાઓ, ડાકિની, શાકિની, પિશાચ, પ્રમથ, ગુહ્યક, બ્રહ્મરાક્ષસ, યાતુધાન, વેતાલ, વિનાયક, કુષ્માંડ, હજુરી, અનુચરો, પ્રતિહાર, અપ્સરા સ્ત્રિયો, દાસી, દ્વારપાળ ઈત્યાદિ.

સ્થળ, શોણિતપુર અને દ્વારિકા.

# बाणासुरमदमर्दन.

## ( ओखाहरण )



### અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સ્થલ, બાણાસુરનો દરબાર—શયનગૃહ.

**બાણાસુર પોઢેલો છે. બંદીજન ગાયછે.**

ભેરવી.

બંદીજન. તજે ઊંઘ પ્રાણી, તજે ઊંઘ પ્રાણી,
અહો આણે ટાણે, તજે ઊંઘ પ્રાણી. ટેક.
સ્થિર ચિત્તનો આ સમય પ્રમાણી,
ભજન ભજે ભાવ આણી, તજે. ૧
તિમિરનાશનું ટાંકણું જાણી,
મન-તિમિર કાંઢે તાણી, તજે. ૨

રાગ ભેરવ.

જાગિયેજી રાજરૂડા, રજની ગઈ રીસાવી. જાગિયે૦
શિવ સમરી ધ્યાન ધરી, રાખિયે રીઝાવી. જાગિયે૦ ટેક.
કમળરાણી રહી વિકાસી, ભ્રમર ભાવ લાવી,
ગીતમાં ગુંજાર કરે, પ્રીત તો જગાવી. જાગિયે૦ ૧
ન્યાયઇચ્છનારહૃદયકમળને ખીલાવી,
ઉગો સૂર ઊરરળી અધિક ઊપજાવી. જાગિયે૦ ૨
ચોરને અન્યાયીતણાં, કોપથી કંપાવી,
પોયણી મિંચાય તેમ, હૃદય દો મિંચાવી. જાગિયે૦ ૩

બાણાસુર અને રાણી જાગી ઉઠેછે અને ઈશની પ્રાર્થના કરેછે, બંદીજન પણ ગાવા લાગેછે.

## પ્રભાત.

" કૃષ્ણજી કૃષ્ણજી કરતાં ઉઠોરે પ્રાણી " એ રાગ.
શિવને ભજો રે સહુ કોઈ શિવને ભજો,
શિવને ભજવાથી સારાં સુખ તો સજો. શિવને. ટેક.
અર્ધાંગે બીરાજે જેને ઉમા મહાદેવી,
જણાવે વાહાલી સહુ માનો, નિજપ્રિયા એવી. શિવને. ૧
નિત્યમુક્તને ભજશે જન જે. નિત્યમુક્ત થાશે,
માયાનો પડતર તેનો તરત તુટી જાશે. શિવને ૨
નિરાકારે થઈ સાકારી અષ્ટરૂપધારી,
નિજ શક્તિને વિસ્તારી મંગળ મંગળકારી. શિવને. ૩

## પ્રવેશ ૨ જો.

**ચંડાળ.**—( પ્રવેશ કરીને ) હેંડ કે ભોઈ, મેર કે વેહેલી, દરિયામાં બેડો ડોળે તમ ડોલતી ડોલતી હું હેંડેસેજે ? આંય દરબાર આગળ આપણુ વેહેલું બ્હારી લીજિયે તો ઠપકો ના પાંમિયે. પેલો પાંણીનો સાંટનારો ભસ્તી કાલની કાંણે બગાડા પાડશે તો વળી રાજ્યારિયેથી ડોચિયું કરશે.

**ચંડાળણી.**—( ડોલતી ડોલતી પ્રવેશ કરીને ) એવડું શું વળી જાયસેજે? આટલાં બધાં વેહેલાં ઉઠીને આયાં, તોય ધાડાધાડ કે? હખિયાં માણહાં તો કેહેસે જે હજારના પોરની મેઠી ઊંઘ કુણ મેલે જે? ને તું તો રડબા નહિ ઉંઘ્યાનો ને નહિ જાગ્યાનો. મુવો ભસ્તી તો ભાયડામાંય એ સે ને બાયડી માંય એ સે, ને વળી મુવો સોરાં માંય એ સે, એટલે મરેરતો વેહેલો.

**ચંડાળ.**—ભોઈ! આપણે તે અવતાર સેં? જયા ભાવમાં શાંય પાપ કીધેલાં જે આ ભવમાં મળમુતર ઊઠાવીને આપણી જાતનાને પેટનું પૂરૂં કરવું પડેસે ને ભોઈ આપણે તો ઢેડાંનાં મછ્છામાં છિયે એટલે રાજવાડો એકલો બ્હારીને બેશી રીજિયે છિયે, તેટલું જો જીવ રાખીને ના કીજિયે તો હમૂળગુ ખોઈ બેશિયે.

ચંડાળણી.—મુવા તેં તો વરહાં ગધેડાને ઘાલ્યાં સેં. આપણો અવતાર શેં ખોટો સે જે? તું તારી મતે અજંપો કરૂ તો ભલે, પણ હું જાણું સું જે આપણા જેવાં બીજાં ઓછાંજ હખિયાં હશે. જે કાંમુ કોઇનાથી ના થાય, તે કાંમુ આપણે કીજિયે, તાણે આપણે એટલાં બળિયાં ખરાં કે ને? વળી મુવા! જોને, આપણે બહારીને જાયગા ચોછી કિજિયે છિયે તાણે લોકોને હખ મળેસેકને? તાણે આપણા જેવાં વળી બીજાં ચડિયાતાં કુણ સે જે?

ચંડાળ.—તાંણે મોઈ, દછીઙ્કું દછીઙ્કું એમ ચમ ભણી મરસ જે!

આગળ જાયછે અને રાજવાડાના પાછલા ભાગમાં પ્રવેશ કરેછે.

ચંડાળણી.—તેં રાજવાડાનું કાંમુ માથે લીધું તેમાં અજંપાથી મારૂ હખ જયું, નેકર મારે શી બાચી સે જે? મારે ઘર સે, બાર સે. મુવા તારા જેવો રૂપાળો માંટી સે, ને સોરાં એ સે. એવું હખ તો રાજાનેય નથી, એ તો મુવો વાંઝિયો સે. કાલે મળહકે તેં મને હુંધંટી હુંધંટી મોકલી ને હું આંઇ આવી તે વેળા ઓલી બારીમાંથી રાજાનું મોંઢુ ભાળ્યું તે આખો દી બૂછે મોઈ.

ચંડાળ.—(બારી ઉઘડતી સાંભળીને) મેર કે રાંડ સાંની મેર. રાજાની બારી ઉઘડેસે.

બાણ બારિયેથી જુવેછે રાજાનું, મ્હો દેખાય નહીં એમ ચંડાળણી સાવરણી ધરી રેહેછે.

બાણ.—(ક્રોધયુક્ત) નીચ જાતિની સ્ત્રી? તેં સાવરણી કેમ ધરી? ખરૂં કેહે.

ચંડાળણી.—ઓઇ! ઓઈ! રાજ, મ્હોટા રાજ, હવારના પોરમાં મોઢું ના ભળાય માટેસ્તો.

ચંડાળ.—(ગભરાઈને ધ્રુજતો) જો જે રાંડ ઓલી વાત ભસતી. રાજ ઘાંણીમાં ઘાલીને પીલી નંખાવશે.

બાણ.—શું?

## રાણી આવિયે પ્રવેશ કરેછે.

રાણી.—આર્યપુત્ર, શું છે? આપ ક્રોધાયમાન કેમ દેખાઓછો ?

ચંડાળ.—હાંય કે બાપજી, એ ગાંમડાનીને હું હવણાં પયણી લાયો સુ તે મ્હોટાં નગરાંની રીત્યો જાંણતી નથી. તેથી જાંણ્યુંકને રાજ, આપ બાપજી મ્હોટાકને તે એણે લાજ કાઢી.

ચંડાળણી.—મુવા, તું નગરાંની રીત્યો જાંણનારો ને હું ગાંમડાની તે ના જાંણનારી કે ? મારા પીટ્યા, ( કુટેછે ) મ્હોટાં માબાપની સોરીને રાજના આગળ હલકી પાડોસ કે ? મુવા જૂઠા, ( મારેછે )

બાણ.—બોલ ત્યારે તું સાચું કેહે, તેં સાવરણી કેમ ધરીછે ?

ચંડાળણી.—રાજ, હું આવી તો સું, પણ ટેકવાળીને હાચી સું આ રડ્યો સોરો જૂઠો સે, એવી નથી.

બાણ.—બોલ, ત્યારે સાચું બોલ.

ચંડાળ.—( ચંડાળણીને ) ઓ રાંડ માર્યાં જઈશું, ઓલી વાત ભશેશ ના. ( રાજાને ) રાજ, એ તો ગાંડી થઈસે, એણે સોરો જણ્યો તારની હરખ ઘેલડી થઈસે.

ચંડાળણી.—રડ્યા ઢચરા, મેં તારૂં ઘર ઉઘાડું રાછ્યું તાણે ઘેલડી કોહોસ કે ? તારી બીજી હગલિયો તેણ થઈ તોય તને વાંઝિયો રાછીને ગઈ મારા દાદાને ભાતું આપવાને.

ચંડાળ.—જો મોઈ, તેં વાંઝિયાની વાત કાઢી ખરી ! હવે બુઢ્ઢારયાની વાત બોલેશ ના.

બાણ.—લડજે પછી, પણ, પ્રથમ મને ઉત્તર આપ.

ચંડાળણી.—હાચું બોલનારાને જગત જોડે ઝઘડા થાયસે. આ મુવા હાથે, મારે એટલા માટેજ મારામારી કરવી પડેસે. મુવો પોતે જૂઠું બોલેસે, ને મને બોલવાનું કેહેસે.

રાણી.—આર્યપુત્ર તમે એને શું પૂછોછો ? વગર કેહેવે જાણ્યું. આપણું ભાગ્ય એવું, એમાં બીજાનો શો દોષ ?

ચંડાળણી.—બાઈ છાબ, ઓ બાઈ છાબ, તમે ઠીક કીધું. મને હલકી જાંણતાં હો તો ભલે, પણ ઉપલાને ઘેર અમે હલકાં નથી તો. અમને રાજ તો નથી આલ્યું પણ ઘરબારનું બધું હક આલ્યું સે. વહ-

વાને ભરોરૂં ઝુપડું આલ્યું સે, ખાવાને મેંઠી ઘેંશ આલીસે, ને રમાડવાને સોરાં આલ્યાં સે, જુવો, રાજ ! તમે મ્હોટા તો સો પણ સોરાં વગરના સો તે વાંઝિયાનું.—

બાણ.—શું ?

ચંડાળ.—( તેનું મ્હો ડાબીને ) રાજ એ તો ગાંડી. સે, હેંડ હેંડ હેંડ આપણે બ્હારિયે, ( તેનો હાથ ઝાલીને ખેંચી જવાનું કરેછે. )

ચંડાળણી.—( તેનો હાથ ખશેડી નાંખીને ) મોઢું હવારમાં ભાળિયે તો ખાવા ના પાંમિયે.

બાણ.—શું ?

ચંડાળણી.—શું તે એસ્તો, કાલે ભૂલથી હવારમાં તમારૂં મોઢું ભાળ્યું ને તમે વાંઝિયા સો—સોરૂં એકે નથી—તે આખો દી.આ મુવા ઢચરા હાથે કજિયો થયો ને ભૂછીને તરસી પડી રહી, આવી સું, પણ એવી વાતો તો જાણું, જે વાંઝિયાનું મોઢું ના ભાળિયે.

ચંડાળ.—( ધ્રુજતો ) રાજ. એ ગાંડી સેં એના બોલવા ઉપર ગીહ કરશો ના.

રાણી.—ભાઈ, તું ડરીશ નહિ. તારી વહૂ ખરૂં કેહેછે. અમે આવાં છિયે પણ છોકરાં વિના અમારો અવતાર નિરર્થક છે.

બાણ.—શું છોકરાં સ્વર્ગમાં પોહોચાડશે ? આ નીચ રાંડ આ પ્રમાણે મારૂં અપમાન કરે. અરે કોણ છે અહિ ?

ચંડાળ.—( ડરીને ચંડાળણીને ) જો રાંડ હત્યાનાશ વાળ્યું ખરૂં, ( રાજાને ) રાજ, મ્હોટારાજ, અમને જતાં મૂકો. એ ગાંડી સે, એના બોલ્યા હાંમું ના ભાળો.

રાણી.—કાંઈ નહિ બાપુ, તમે જાઓ તમારે કામે.

ચંડાળણી.—( ચંડાળને ) મુવા, એમ શું ડરસજે ? ખરૂં કેહેવામાં રાજા થઇને કોપશે તો રીયું એમનું ગાંમ, આપણે મારે ગાંમડે જઈશું. તાં હખ હારૂં સે.

( ચંડાળ પોતાની સ્ત્રીને તાણી લઈ જાયછે )

**મેહેલનો પડદો પડેછે અને રાજા રાણી ફરીને પ્રવેશ કરેછે.**

રાણી.—( શોકમાં ) ધિઃકાર છે આ જીવતરને.

બાણ.—પ્રિયા! તું અકળાય છે શું કરવાને સંતાન હોય ને નહારાં નીકળે તે કરતાં ના હોય તે સારૂં.

રાણી—પ્રિયપતિ, વાંઝિયો અવતાર મહાભૂંડો છે. પ્રિય-પ્રિયાના, પ્રેમનું ફળ ન થતાં વાંઝિયાપણું રહ્યું તો અવતાર એળે ગયો સમજવો. રાજપાટ અને સર્વે પ્રકારની સમૃદ્ધિ હોય પણ સંતાન હોય નહિ તો તે કશા કામનું નથી. મન તેમાં સુખ માનતું નથી. જેને સંતાનની ખામી, તેને બધા પ્રકારની ખામી છે.

બાણ.—પ્રિયા, જો મન સમજતું હોય તો કશી ખામી નથી. સંતાન છે તે ઊલટી પીડા છે. જેને ઝાઝાં સંતાન તેને ઝાઝું દુઃખ. જગતમાં નહારાં માણસ કેટલાં બધાં જોવામાં આવેછે? તેઓ પણ એક વેળા તેમના માબાપનાં સંતાન હશે, અને તેમની ઉત્પત્તિ થતા પેહેલાં તારા જેવીજ તેમનાં માતપિતાને બળતા કરાવી હશે.

રાણી.—આર્યપુત્ર, જો આપના જેવોજ બધાંનો વિચાર હોય તો સૃષ્ટિને ઘણું હાનિકારક થઈ પડે. હું જાણુંછું કે આપ આ વિચાર ઉપરઉપરના જણાવોછો. પણ આપનું અંતઃકરણ હું વાંચી શકુંછું. પ્રિયપતિ, નિર્દોષ બાળકના કિલકિલાટ કરતા મધુર અવાજથી જેનું ઘર ગાજી ઉઠતું નથી, તે ઘર નથી પણ સ્મશાન છે. પછી તે ઘર ગમે તો રાજાનું મહાલય હોય કે ગરીબનું ઝુંપડું હોય. અરે, નિર્દોષપણું, નિવૃત્તિ, અને સર્વે પ્રકારનું સુખ જેનામાં મૂર્તિમાન થાય છે એવા હૃદયપ્રિય બાળકને જોઈને જેને પોતાની આંખો ઠારવાને પ્રસંગ મળતો નથી તેનો આ સંસારમાં મિથ્યા ફેરો છે. તેને બીજું સુખ ગમે તે હો પણ સંતાનરૂપી ખામી કોઈ પણ પ્રકારનું સુખ માની લેવા દેતી નથી.

બાણ.—મારી પ્રાણપ્રિયા, સંતાનનો વિચાર ઉત્પન્ન કરનારો જ્યાં સુધી તને પ્રસંગ મળ્યો ન હતો ત્યાં સુધી મારા દરબારના સુખનો શું તને અભાવ હતો? આમ ઘેલી શું થાયછે?

રાણી.—પ્રિયપતિ, જેમાં આપણો ઉપાય ચાલે નહિ તેને માટે આપણા મનમાં સ્વાભાવિક ઉત્પન્ન થતી સોસના બાહાર પાડીને આપણી સાથે આપણાં પ્રિયને ભાગ આપવો એમાં ફળ નહિ. બાકી

મારૂં અંતઃકરણ સમજાવ્યું સમજતું નથી, મનાવ્યું માનતું નથી. પરમ દાહાડે એક ગરીબ સ્થિતિની સ્ત્રીના હાથમાં બાળક જોઈને મારૂં હૃદય ભરાઈ આવ્યું. તેને બીજા ગરીબ માનતા હશે, પણ સંતાનથી થતા સંતોષે કરીને મારી દૃષ્ટિમાં તે મહાભાગ્યવાન આવી, અને આપના પ્રતાપવંત દરબારના સુખમાં હું નિમગ્ન થઈ છું એમ આપ માનતા હશો, પણ તે ગરીબ અબળાના સંતાનના સુખ આગળ હું ગરીબમાં ગરીબ, દુઃખીમાં દુઃખી અને અધમમાં અધમ છું એમ મને લાગ્યું. પારણામાં પોઢાડેલું બાળક ઉંઘેછે કે જાગેછે, એવી ચિંતા થવાનો જેને લાભ નથી તેને સર્વ પ્રકારની ચિંતા છે. બાળકના સુખની કાળજી રાખવાનો જેને લાભ છે તેની બીજી કાળજી વિસારે પડેછે. સંતાન છે તે યુવાવસ્થાનું ગર્વસ્થાન અને સુખસ્થાન છે. અને વૃદ્ધાવસ્થાનુ નિવૃત્તિસ્થાન અને આશ્રમસ્થાન છે. બાળક સાથે બાળક થઈને તેના બાળભાવની રમતમાં ભાગ લેવાનો જેને લાભ નથી તેજ ગરીબને આ સંસાર દુઃખદરિયો છે. રમતે કરીને મલિન થયેલા બાળકના અમૂલ્ય શરીરવડે, જેના શરીર ઉપરનાં વસ્ત્ર મલીન થતાં નથી, તે શરીરજ ના હોય તો પોસાય. જગતમાં મુલ્યવાન ગણાતી આવી દામની પેહેરનારી મારા જેવી સુખી મનાતી રાણીના ખોળામાં ખેલતા બાળકે તે દામની ખેંચીને ક્લેશ તો ક્લેશ, પણ મધુર લાગતો ક્લેશ ઉત્પન્ન કરાવ્યો નહિ તો તે રાણી પોતાની માની લીધેલી મુલ્યવાન દામની સાથે પણ કશા દામની નથી. અરે હું કેટલું કહું ? નવી નવી વસ્તુઓનું જ્ઞાન મેળવવા આ જગતમાં આવેલા નવા પ્રવાસિયે પોતાની અસ્પષ્ટ ઊચ્ચાર કરનારી જીભે ક્ષણે ક્ષણે પૂછીને આપણને કંટાળો ઉપજાવ્યો નહિ તો આ જગતથી આપણે કંટાળેલાં છિયે.

બાણ.—પ્રિયા, તું કેહેછે એ વાત ખરી છે, પણ જેમાં આપણું કાંઈ ચલણ નહિ એવા વિષય ઉપર વિલાપનો પાયો બાંધવો એથી ફળ શું ? એમાં આપણો ઉપાય શો ચાલે ?

**રાણી.**—પ્રિયપતિ, ઉપાય છતાં આપ ઉપાય લેતા નથી, માટે પ્રસંગ મળ્યો તો મારા મનનો ઊભરો મેં કાહાડયો છે.

બાણ.—શો ઉપાય છે ?

રાણી.—ઇષ્ટદેવની પ્રસન્નતા મેળવ્યાથી તેની કૃપાએ કરીને આપણી પ્રસન્નતા પ્રાપ્ત થાયછે. ભોળાશંભુ–મહાદેવ સદા આપના ઉપર કૃપાળુ છે. આપના પિતા બલિમહારાજે વામનજીની પ્રસન્નતા મેળવી તો તેઓ પાતાળમાં પણ તેમની સમિપ જઇ રહેલા છે, તેમજ શિવજી આપના શોણિતપુરના દ્વારપાળ થઇને રહેલા છે તેમની પાસે પધારો અને વાંઝિયામેણું ટળે એવી પ્રાર્થના કરો.

બાણ.—પ્રિયા! મારા મનમાં ઘણા દિવસથી આવેછે કે હું અતિ બળિયો છતાં પણ મારી ધારણા પ્રમાણે મારો ત્રાસ આખા જગતમાં બેસારી શક્યો નથી, માટે મહાદેવને પ્રસન્ન કરીને, એકેક હાથમાં હજાર હજાર હાથીનું બળ એવા એક હજાર હાથની માગણી કરીછે, તે પૂર્ણ કરવાનો તેમણે વિચાર તો જણાવ્યો છે, પણ અસ્તુ કહીને વર આપ્યો નથી, માટે ફરીને માગણી કરવા જાઉંછું, તે સાથે આપણો વાંઝિયો અવતાર મટાડે એવી યાચના પણ કરીશ.

રાણી.—બે વર સાથે આપવાને કદાપિને શિવજી રાજી ના જણાય તો મારી ઇચ્છા પૂર્ણ થાય તે વર પ્રથમ માગજો. આપનું બળ ઓછું ગણાતું નથી, તેથી વધારે વ્યવસાયમાં પડવા જેવો હજાર હાથનો વર માગીને બીજાઓની ઇર્ષા ઉત્પન્ન કરવા સરખું કરશો મા.

બાણ.—ઠીક છે પ્રિયા, હું કુંભાન્ડ પ્રધાનની સાથે સલાહ કરીને મહાદેવજી પાસે જાઉંછું. ( જાયછે. )

## પ્રવેશ ૩ જો.

સ્થલ, શોણિતપુર સમિપનું સ્મશાન.

બ્રહ્મરાક્ષસ, યાતુધાન, વેતાલ ઇત્યાદિ શિવના અનુચર, ડાકિની, શાકિની, ભૂતડી.

( ગાયછે અને નાચે કુદેછે. )

ભૂતડી.—વાહરે રંગીલા ભૂત !

ભૂત.—ભૂતડી ઓ નાર.

સાથે.—થમ થમ નાચિયે, રાચિયે અપાર. વાહરે. ભૂતડી. ટેક.

ભૂતડી.—કોપરીની માળ

ભૂત.—તાલ તમ તમ વાગે

સાથે.—હાડકાંની ઘુઘરીનો થાય ઝમકાર. વાહરે. ભૂતડી. ૧

ભૂતડી.—ભૂત, પ્રેત રાખ્ખહો.

ભૂત.—ડાકણી પીશાચણી

સાથે.—ધમ ધમ ધમ ધમ ધમ ધમકાર. વાહરે. ભૂતડી. ૨

ભૂતડી.—પડપડાટ, ફડફડાટ.

ભૂત.—થણથણાટ, ઝણઝણાટ.

સાથે.—થેઈ થેઈ થેઈ થેઈ થેઈ થેઈકાર. વાહરે. ભૂતડી. ૩

(પાર્વતી પ્રવેશ કરેછે; બધાં ઠેકાણે થઈ જાયછે. ને પોતપોતાનું કામ કરવા માંડી જાયછે.)

પાર્વતી.—અરે ! આતે તોફાન શું માંડયું છે ?

બ્રહ્મરાક્ષસ.—(સંજ્ઞામાં પોતાનો વિચાર સમજાવેછે) અમારે આ નગરની ચોકી કરવી ને તમે તો અમને અહિં રોકી રાખ્યાછો.

પાર્વતી.—વેતાલ ! આ બ્રહ્મરાક્ષસ શું સમજાવેછે ? એ બહુ ચિંતાતુર હોય એવો કેમ જણાયછે ?

વેતાલ.—(બ્રહ્મરાક્ષસનો વિચાર સંજ્ઞામાં જણાવે છે) અમારે આ નગરની ચોકી કરવી ને તમે તો અમને અહિં રોકી રાખ્યાછો ?

પાર્વતી.—આ વિજાતિ અનુચરોને સહવાસની પણ અસર થતી નથી. નિત્યનાં સરખાં કામમાં નિત્ય ને નિત્ય એટલીજ કડાકૂટ. જોયું ? પેલા યાતુધાનને ગઈ કાલેજ બતાવ્યું છે કે માટલી અંદરથી ધોવી અને એ તો આજે પણ પાછો બાહારથી ઘસવાને મંડી ગયો છે. જોઈ પેલી ડાકિની ? ચૂલામાં દેવતા સળગાવાને બદલે ઉપરના વાસણમાં સળગાવેછે. (તેની પાસે જઈને) અલી ડાકિની, તું આ શું કરેછે ?

પ્રેત.—(આગળ ધસી આવીને સાનમાં સમજાવે છે) તમે જેવાં મહાદેવને એવાં એ મને છે. એ આમાં શું ખોટું કરેછે જે દાંતિયાં કરો છો ? ચોખા વાસણમાં ચડાવવાના છે કે ચૂલામાં.

પાર્વતી.—વાસણમાં.

**ડાકિની.**—( સાનમાં ) ત્યારે ચૂલા કરતાં વાસણમાંજ દેવતા કાં ન સળગાવિયે ?

**પાર્વતી.**—( મનમાં ) આ અકલના દુશ્મનોમાં અકલ તો છે નહિ ને અકલની વાતો કરેછે. ( ચાસન ) ભૂખ પેટમાં લાગેછે કે મ્હોમાં ?

**ડાકિની પ્રેતઈ૦**—( સાનમાં ) પેટમાં સ્તો.

**પાર્વતી.**—ત્યારે ખાવાનું મ્હોમાં કેમ નાંખોછો ?

**પ્રેત ઈ૦**—( સાનમાં ) હા ખરૂં કેહેછે, પણ પેટ ને મ્હો સરખું બાકું નથી તે આવો આપણે કોચિયે. ( ડાકિનીનું પેટ કોચવા માંડેછે ને ત ચીસો નાખતી નાસાનાશ કરેછે. )

**પાર્વતી.**—( હશીને ) આ અવાચકોની સાથે હૈયાફોડ કરવી તે કરતાં હાથફોડ સારી. હવે તો પેલાં બે પૂતળાંમાં આત્માનું આવાહન કરૂં એટલે નિરાંત થાય. ડાકિની, લાવ કળશમાં પાણી.

**ડાકિની.**—( સાનમાં ) બહુ સારૂં ( પાણી લેવા જાયછે ત્યાં બ્રહ્મરાક્ષસે આખી માટલી મ્હોએ માંડી હતી તેની પાસેથી ખુંચી લેવાને તે તથા પ્રેત ઈ૦ માથાકુટ કરેછે પણ રાક્ષસ આપતો નથી ને આખી માટલી પી જાયછે. )

**પાર્વતી.**—અરે આ શું ધીંગાણું મચાવ્યું છે !

**ડાકિની.**—( દોડતી આવીને સાનમાં ) આ રાક્ષસ આખી માટલી મ્હોડે માંડીને પી ગયો તેથી આ પંચપાત્રમાં જરાક પાણી લઈ આવી.

**પાર્વતી.**—( પંચપાત્ર લઇને ) એટલું ઘણું છે. ( પુતળાં ઉપરથી પડદો ખશેડીને બે સ્ત્રીપુરૂષને પ્રકટ કરીને પાણીનું મારજન કરેછે એટલે બંને આત્મવાન થાયછે અને માતાને પગે લાગેછે. બધા અનુચરો આશ્ચર્યથી જુવેછે અને તેમની સાથે ગેલ કરેછે )

**પાર્વતી.**—અનુચરો, હવે મારે તમારો ખપ નથી, શિવજીની આજ્ઞા પ્રમાણે તમે બાણાસુરના નગરની રક્ષા કર્યા કરો. ( બધાં રાજી થતાં કુદતાં કુદતાં જાયછે. ) નારદ અદ્દર પ્રવેશ કરીને ચમત્કાર જુવે છે.

**પાર્વતી.**—આ પુત્રને પ્રથમ મેં સૂંડ કરી હતી, પણ તે વિનાનું મ્હો હવે કેવું શોભાયમાન દેખાય છે ? ( નિહાળીને બંનેને જુવેછે. )

**નારદ.**—( સ્વગત ) આગને ઇંધણાં મળે એમ મારા કલહપ્રિય સ્વભાવને આ પણ એક ભક્ષ મળ્યું. મ્હોટાંને લડાવી મારવાં એમાં મ્હોટાઈ છે, શિવજી તપ કરેછે ત્યાં જઈને એમને કહું કે તમે તો તપ

કરોછો પણ ઘેર તો બે છોકરાં થયાં છે, એ શું કેહેવાય ? ભોળા શંભુ આવું સાંભળીને ધમાધમ મચાવ્યાવિના રેહેશે નહિ. (અંદર જાયછે.)

પાર્વતી.—બાળક, બાળકી.

બન્ને બાળક.—આજ્ઞા માતાજી.

પાર્વતી.—આમ આવ બાળક, તારે આ ઠેકાણે રહીને દ્વારપાળનું કામ કરવું. ગમે તે આવે તો પણ મારી આજ્ઞાવિના તેને પ્રવેશ કરાવવો નહિ.

બાળક.—બહુ સારૂં માતાજી.

પાર્વતી—બાળકી ! તું આ મધ્યને બારણે રેહેજે. હું અંદર સ્નાન કરવા જાઉંછું, જોજે કોઈને આવવા દેતી.

બાળકી.—માતાજી ! હું કોઈને આવવા નહિ દેઉં, આપ સુખે પધારો.

(પાર્વતી ન્હાવા જાયછે. બંને બાળક પોતાને સ્થાને રહીને ગાયછે.) લાવણી

"નોકરી મત જાના સિરદાર" એ રાગની

બાળકી.—જગતની રચના સુખકર થાય.

બાળક.—માયાની ભૂલવણી ભારે

બાળકી.—ભલા ભલા ભરમાય

જગતની લીલા નહિ કળાય.

સાથે.—માયાની ભૂલવણી ભારે. ભલા ભલા ભરમાય,
જગતની રચના સુખકર થાય. ટેક.

બાળક.—ધોરી રસ્તો કરેલ સસ્તો

બાળકી.—તે પર ઠરી ચલાય, બાધવણ સાધ્ય સહુ સુખ થાય.

સાથે.—માયાની૦ ભલા૦ જગતની૦ ૧

બાળકી.—જોડાં થઈને જોડે રહીને

બાળક.—નીતિ મારગ સાહાય

બાળકી.—અકથ સુખ જગમાં જામી જાય.

સાથે.—માયાની૦ ભલા૦ જગતની૦ ૨

બાળક.—ભેદ ન જાણે ખેદ ન પામે

ભેદે ભેદ સમાય, સુખજો એમ ખરૂં સમજાય.

સાથે.—માયાની૦ ભલા૦ જગતની૦ ૩

બાળકી.—જગત નિયમને શોધી ચાલે

બાળક.—બાધ કરે ન જરાય.

બાળકી.—જગત સૌ સુખિયુ સુખિયુ થાય.

સાથે.—માયા૦ ભલા૦ જગતની૦ ૪

ક્રોધે થયેલા શિવજી પ્રવેશ કરેછે. નારદ પણ અદ્ધર આવીને જુવેછે.

બાળક.—જોગેન્દ્ર, આપ પૂછ્યા ગાછ્યા વિના ધસ્યા ધસ્યા કયાં જાઓછો ? જરા થોભો. મારી વાત સાંભળો. (તેનો હાથ ઝાલેછે).

શિવજી.—(બાળકનું કાંડું મચેડી નાખીને) અહ્યા છોકરા, તું મને અટકાવનાર કોણ ? તારૂં અહિ શું લાગે વળગેછે ? ચાલ, પરો વેગળો. (તેને ધકેલી મેલેછે)

બાળક.—(તેની જટા પકડીને) હવે જોવું તારૂં બળ, ઝાઝું કરીશ તો પૃથ્વીઉપર પટકીશ.

નારદ.—જોવાની હવે મઝા પડી.

(બંનેનું યુદ્ધ થાયછે. બાળકી બાવરી બની જાયછે. શિવજીને અતિ ક્રોધ ચઢેછે તેથી ત્રીશુળ વતે બાળકનું માથું કાપી નાંખેછે તે ચંદ્રના રથમાં જઈને પડેછે. શિવજી ધશીને આવેછે તે જોઈને બાળકી લવણગ્રહના એક પાત્રમાં ભરાઈ જાયછે.)

પાર્વતી.—(ક્રોધે થઈને) પુત્રી! આ શું ? તેં મારી આજ્ઞાનો લોપ કર્યો ? સંતાઈ તો રેહે જ્યાં પેઠી ત્યાં. (શિવજીને જોઈને) મહારાજ, આમ અવાય કે ? આપ આટલા બધા ક્રોધે કેમ જણાઓછો ? પેલા પુત્રે કાંઈ અપમાન કર્યું કે શું ?

શિવજી.—જ્યારથી એ પ્રકટ થયો છે ત્યારથી અપમાનજ કર્યું છે તો.

પાર્વતી.—આપ બોલોછો શું ! આપની સમક્ષ મેં કહ્યું હતું કે મારી ગમતને માટે હું પુત્રપુત્રી પ્રકટ કરીશ તે વીસરી ગયા અને વ્યર્થ વેહેમાયા ? આપની અર્ધાંગના છતાં મારી શક્તિથી આપ અજાણ્યા છો ?

શિવજી.—અરે! ત્યારે એ નારદે મને આમસ્યો ભમાવ્યો? તેં એ પ્રમાણે કહ્યું હતું, એ વાત ખરી.

પાર્વતી.—ત્યારે શું આ નારદજીનું કામ છે?

શિવજી.—હા, સતી, એણે મને એવી રીતે કહ્યું કે લાગલોજ હું ક્રોધાગ્નિથી બળવા લાગ્યો, અને તેની જ્વાળામાં મને કાંઈ વિચાર સૂઝ્યો નહિ. ક્રોધાવેશ મ્હોટામ્હોટાને પણ ભાન ભૂલાવેછે, તેથી મેં પેલા નિર્દોષ બાળકનો.—

પાર્વતી.—હેં!

શિવજી.—શિરચ્છેદ કર્યો.

નારદ.—અરે! આ બે તો લડ્યાં નહિ. આ તો બધું શમી ગયું, ત્યારે ચાલો આપણે રસ્તો પકડિયે. (જાયછે).

પાર્વતી.—(દ્વારે ધશી જતાં) અહો મારા બાળ, તારી માતાની આજ્ઞા પાળવા જતાં તારૂં આ પ્રમાણે મૃત્યુ થયું, અને વળી તે તારા પિતાનેજ હાથે. (મહાદેવને) મહારાજ, આ કમકમાટ ભરેલો દેખાવ મારાથી દેખી ખમાતો નથી, અરે, મારા પુત્રનું તમે આ શું કર્યું?

શિવજી.—કરેલું નિવારણ કરી શકેછે તેને તેવી શક્તિ નહિ ધરાવનારના જેટલો ક્લેશ થતો નથી. પ્રિયા! ક્લેશ કર માં. હું એને હવણાં સજીવન કરૂંછું. (એક બાજુએ જોઈને) કોણ છે હાજર. (અનુચર મ્હો આગળ આવેછે) અનુચર, જા તો શિર લઈ આવ.

અનુચર.—બહુ સારૂં મહારાજ. (જાયછે પાર્વતી બાળકને બેઠો કરેછે, શિવજી પાણીથી તેના ઉપર માર્જન કરેછે, એટલામાં અનુચર હાથીના બચ્ચાનું મ્હો કાપીને લાવેછે.)

શિવજી.—અરે, આ શું લઈ આવ્યો! પ્રથમનું શિર—

પાર્વતી.—એ બાળકને આવુંજ શિર સૃજ્યું છે. પ્રથમ મેં સૂંઢવાળુંજ મ્હો કર્યું હતું અને પછીથી વિચાર બદલાયો એટલે ફેરવી નાંખ્યું, પણ પ્રથમ કલ્પેલુંજ પાછું મ્હો આગળ આવ્યું, તો એનું એજ મસ્તક મૂકી એને મહિમાવંત કરો.

શિવજી.—બહુ સારૂં ત્યારે. (માથું ધડઉપર મુકીને સજીવન કરેછે એટલે તે બંન્નેને પગે લાગેછે) પુત્ર, તેં વિનાકારણ મારે હાથે કષ્ટ વેઠ્યું, તો હું

તને મારા ગણનો પતિ ઠરાવુંછું. શુભ કામને પ્રારંભે તારૂં સ્મરણ, અને સ્થાપના કરશે તેનું કામ નિર્વિઘ્ન પાર ઉતરશે.

ગણપતિ.—(પગે પડીને) પિતાજી, મારાથી આપનો અપરાધ થઈ ગયો છતાં, આ પ્રમાણે મારા ઉપર કૃપા કરી, તેથી આપનો આભાર માનુંછું. મ્હોટાની મ્હોટાઈ મ્હોટી છે, મ્હોટા અવગુણ કરનારાને પણ ગુણ કરેછે.

શિવજી.—સતિ! પેલી છોકરી ક્યાં ગઈ?

પાર્વતી.—મહારાજ, એ મારી આજ્ઞા લોપીને લવણગૃહમાં ભરાઈ પેઠી છે, તેથી ત્યાંજ રેહેવાનો મેં શાપ દીધો છે.

શિવજી.—ગરીબ છોકરી ઉપર એટલો બધો કોપ ના કરવો. આવો એની પાસે; એ કોમળનો અવતાર એમાં કેમ જાય, અને એનાથી સંસારી કેમ થવાય?

પાર્વતી.—(તેની પાસે જઈને) પુત્રી!

બાળકી.—માતાજી, ત્રાસની મારી હું ઉગરવાને અહિં ભરાઈ પેઠી એમાં મારો વાંક નથી, માટે મારા ઉપર દયા કરો તો આપની મોટી કૃપા.

શિવજી.—પુત્રી, તારી માતા તારૂં દુઃખ નિવારશે. તું ચિંતા કરીશ માં.

પાર્વતી.—પુત્રી, તેં તારી માતાની આજ્ઞાની અવજ્ઞા કરી તો એક મહિનો તું જે વાસણમાં પેઠી છું તેમાંજ રેહેજે.

બાળકી.—બહુ સારૂં માતાજી, હવે પછીનાં છોકરાંને માતાપિતાની આજ્ઞા નહિ લોપવાની કાળજી રેહેવામાટે હું વિના કચવાયે આ પાત્રમાં રહીશ.

પાર્વતી—પુત્રી, મારો આશીર્વાદ છે કે તારા સરખી બાળકિયોથી, પોતાનાં માતાપિતાની આજ્ઞાનો અજાણતાં પણ ભંગ થઈ ગયો છતાં, જે અંતઃકરણપૂર્વક પસ્તાવો કરીને તેમની યોગ્ય ઇચ્છા પ્રમાણે વર્તશે, તે મનમાનતો વર પામીને આ સંસારમાં સુખી થશે.

શિવજી.—સતિ, આપે યોગ્ય કથન કર્યું. પુત્રી! મારો પણ

આશીર્વાદ છે કે સર્વે પ્રકારની સત્તાસાથે, સર્વે પ્રકારના સુખની પ્રાપ્તિ તને થજો.

બાળકી.—માતાપિતા, હું આપનો આભાર માનુંછું.

ગણપતિ.—મારી પેઠ મારી બેહેનને મહિમાવંતી કરી તેથી મને આનંદ થયો. જુવો માતાપિતા, પણે કોઈ આવેછે. એને આવવા દઉં?

પાર્વતી.—એ તો બાણ; હા, એને આવવા દે. ચાલો આપણે આસને બેશિયે. (સર્વે પોતપોતાને આસને બેસેછે.)

બાણાસુર પ્રવેશ કરેછે.

શિવજી.—એક પુત્રને સુખી કર્યો એટલે બીજો પુત્ર આવ્યો. કેમ બાણ, તું કુશળ છે?

બાણાસુર.—હા મહારાજ, આપના પ્રતાપથી. (વંદન કરેછે.)

પાર્વતી.—બાણ, તારા મનમાં ઊંડો ખેદ હોય એમ જણાયછે.

બાણાસુર.—માતાજી, મને સંતાન નથી, તેથી ચંડાળ સરખાં પણ મારૂં મ્હો જોવાને ધિઃકારેછે, તો પછી મારા ખેદનો પાર ક્યાંથી હોય? આપના પ્રતાપની છાયામાં આ ખામી રેહેછે, તેથી લોકોમાં હું હલકો પડુંછું.

શિવજી.—બાણ, રાણીજાયાં સંતાનનું તારા ભવિષ્યમાં સુખ નથી; પણ આ મહાદેવી ધારે તો તારૂં વાંઝિયામેણું ટાળે.

બાણાસુર.—માતાજી, જ્યારે એમજ છે ત્યારે આપ મારે માથેથી કલંક ઊતારો, અને દુઃખદરિયામાં ડુબેલા આપના સેવકને તારો.

પાર્વતી.—(શિવને) શાપિતને મુક્ત કરવા એને હું આપું. (તેની પાસે જઇને) આ બાણને સંતાન નથી તેથી તેની પુત્રી સ્થાપીને હું તને બાણને આપુંછું. તું સુખી થજે અને મનવાંચ્છિત ફળ ભોગવજે. તારા સાધનથી ઘણાંને સુખી કરવાને હું બાણને આપુંછું, અને માંજ તારૂં ભલું છે એટલુંજ નહિ, પણ તારૂં ભવિષ્ય એમજ તારી ઇચ્છા થાય ત્યારે મારી પાસે સુખેથી આવજે. (

બાણ! આ પાત્ર ફોડતાં તારા ભવિષ્યનું ફળ તને

પ્રત્યે પૂરો પ્રેમ રાખજો, અને સ્મરણ રાખજો કે તેમાં ખામી આવતાં બીજી ખામિયો ઉત્પન્ન થશે.

બાણાસુર.—(લઈને) માતાજી, આપ મારૂં વાંઝિયામેણું ટાળો-છો, તેથી આપના આજ સુધીના ઉપકારમાં ઘણો વધારો થયો છે. આપની આજ્ઞાનુસાર હું એના પ્રત્યે વર્ત્તીશ, ફેર પડવા દઈશ નહિ. (શિવજીને) પિતાજી, એકેકા હાથમાં હજાર હજાર હાથીનું બળ, એવા એક હજાર હાથની મેં પ્રથમ યાચના કરેલી છે, તેની ફળપ્રાપ્તિને માટે, મારી ફરીને આપની પાસે યાચના છે.

શિવજી.—પુત્ર, તું ફરીને તેનીજ યાચના કરેછે તો જા, સોમવારને દિવસે તારી ઈચ્છા પૂર્ણ થશે. (બાણ નમન કરીને જાયછે.)

---

## અંક ૨ જો.



### પ્રવેશ ૧ લો.

સ્થલ, શોણિતપુરમાં બાણાસુરનો દરબાર.

બાણાસુર, કુંભાંડ, કૂપકર્ણ, પ્રતિહાર.

પ્રતિહાર.—મહારાજાધિરાજ બાણાસુર મહાવીરને ઘણી ખમા.

બાણ.—પ્રધાન, ઈન્દ્રનો પરાજય અને મારો જય દર્શાવનારી અપ્સરા સભામાં કેમ હાજર નથી ?

કુંભાંડ.—મહારાજ, એ બધુ ખાતુ સેનાધિપતિને હસ્તગત છે.

કૂપકર્ણ.—મહારાજ, આપ આજે જરા વેહેલા પધાર્યા; એ હવણાં હાજર થશે.

વિદૂષક.—(ચીડાઈને પ્રવેશ કરીને) વયસ્ય, બળ્યું, તમે પેલી કાગડિશું જોઈને લાવ્યા છો ? જ્યારે ત્યારે કા-કા-કા-કર્યા કરેછે; ખા-કરતી હોય તો હજી પાંશરૂં કે હું પણ તેમાં ભાગ લેવા લાગું; ...ગ નહિ ખાવું કે નહિ પીવું, માત્ર જીભડીજ હલાવ્યાં કરવી, ...ા કર્યાં કરવા. હું એમને નિહાળીને જોવાને જરા

પાસે ગયો, એટલામાં તો, મારી આંખ્યમાં આંગળી પેસારી દીધી, ને મારી આ આંખ્ય ફોડી નાંખી.

બાણ.—હેં વયસ્ય, ખરેખાત તારી આંખ્ય ફૂટી ?

વિદૂષક.—હા વયસ્ય, જેને જેનો ખપ તેનું તે ફૂટે તો મહાસંતાપ. મારે ભાતભાતની વાની જોઇ જોઇને ખાવી તેમાં આંખ્યોનો ખપ પેહેલો પડવાનો, તેને ખોભના આવી તો મારા પેટમાં ખોભના પડી ચૂકી. હૈયું ફૂટયું હોત તો ધૂળ નાંખી કે ખાવામાં તો હરકત આવત નહિ.

બાણાસુર.—તારી આંખ્ય ફૂટી એટલે હૈયું પણ ફૂટી ચૂકયું.

વિદૂષક.—ના મહારાજ, એ તો આપ અવળું બોલ્યા.

બાણ.—એમ કેમ ?

વિદૂષક.—એમ કેમ તે એમસ્તો, જેની આંખ્ય ફૂટે તેના હૈયાનાં પાટિયાં ઉઘડે, પણ જેવું હૈયું ફૂટે તેની સાજી આંખો છતાં, તે ફૂટેલી સમજવી. કેમકે, ફૂટેલા હૈયાવાળાને આધું, પાછું, કે સારૂં નરવું, કાંઈ સૂઝતું નથી.

કૂપકર્ણ.—એમ તે હતું હશે ? તું જૂઠો છે.

વિદૂષક.—(તેના કાનમાં હોકારો પાડીને) અરે ! એમ હોય એમ.

કુંભાંડ.—વિદૂષકજી, તમારૂં બોલવું મારા કાનપાર નીકળી જાયછે, તો કૂપકર્ણ સેનાપતિના કાનને તો કોણ જાણે શું એ થયું હશે.

વિદૂષક.—એમને કાંઈ થયું હોત તો એ પણ તમારી પેઠે બોલી ઊઠ્યા હોત, પણ તમે સમજ્યા નહિ. કૂપ એટલે કૂવો જેટલો ઊંડો હોય તેટલા ઉંડા એમના કર્ણ એટલે કાન, તેથી તે કાનને તળિયે મારો અવાજ પોહોંચી શકે નહિ, તો પછી પાર કયાંથી નીકળી જાય ?

અપ્સરા પ્રવેશ કરેછે.

કૂપકર્ણ.—હવે, જવા દે તારી લવરી. આ અપ્સરાઓને ગાણું ગાઈને રાજાજીને રીઝવવા દે.

વિદૂષક.—અરે ! એના ગાણાથી તે શું થાય ?

બાણ.—ગાણું તો હૈયાપાર નીકળી જાય.

વિદૂષક.—હાં ? ત્યારે એમ કોહોની, કે, ગાણું કરે હૈયું કાણું.

બાણ.—હા, હા, એમજ.

વિદૂષક.—ત્યારે તો મારૂં પ્રથમનું કેહેવું ખરેખાત સાચું ઠર્યું.

બાણ.—શું ?

વિદૂષક.—ગાયનથી કે પછી ગમે તેથી હૈયું કાણું થયું, એટલે ફૂટ્યુંજ છે.

બાણ.—કોનું ?

વિદૂષક.—પૂછે તેનું સ્તો.

કૂપકર્ણ.—છાનો રેહે છાનો હવે, અપ્સરાઓ તમે મહારાજનું મનરંજન કરો.

અપ્સરા.—જેવી આજ્ઞા. ( ગાયછે. ) (દશનો દાદરો.)

અહો બાણ રાયજી સૌને ગમોછો.
સૌને ગમો શાને અમને દમોછો. અહો બાણ૦ ટેક.
જોર તો છે ઝાઝું રાજા, ત્રણે લોકે તાજું.
દેવથી વીખુટાં પાડી, દુઃખ દઈ રમોછો.
અહો બાણ રાયજી સૌને ગમોછો. અહો૦

બાણ.—ખરી વાત. મારા જેવો બળિયો સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળમાં બીજો કોઈ નથી. સેનાપતિ, મારો ત્રાસ ત્રણે લોકમાં કેવો પડી ગયો છે ?

સેનાપતિ.—મહારાજ.—

વિદૂષક.—( સેનાપતિનું મ્હો ડાબીને ) રોહો, એનો ઊત્તર મને આપવા દો. હાજી હા કરનારા લોકોજ રાજાઓને ઉંચે ચડાવીને ઉંધું મારેછે. મહારાજ, આપનો ત્રાસ પડી ગયો, એમ આપ કોહોછો તે સત્ય છે.

કૂપકર્ણ.—( તેને પાડી નાંખતાં ) અને લે આ તું પણ પડી ગયો.

વિદૂષક.—( ખુબ હસીને પડી જતાં ) હું જેમ પડી ગયો તેમજ રાજાજીનો ત્રાસ પડી ગયો છે કે ?

બાણ.—આ તારા ને ત્રાસના પડી જવામાં ફેર છે.

વિદૂષક.—હા રાજાજી, આપ સત્ય કોહોછો. જુવો હું વ્યાકરણ શાસ્ત્ર રીતે સિદ્ધ કરી આપુંછું: વિ-દૂ-ષ-ક-જી કેવો—નરજાતિ, ત્રાસ

કેવી એ પણ નરજાતિ. મહારાજ, હું ને ત્રાસ બંને નરજાતિ એટલે સરખા ખરા, પણ હું તો એવો નરજાતિ છું, કે, જેવો પડયો તેવો પાછો ઉઠી શકુંછું, ને આપનો ત્રાસ તો એવો નરજાતિ છે, કે પડી ગયો તે પડી ગયોજ રેહેછે; એની કંમર તૂટી જવાથી મને લાગેછે કે ઉઠી શકતો નહિ હોય.

કૂપકર્ણ.—છાનો મેર છાનો હવે; મહારાજના બોલવા પ્રમાણે તને ઉત્તર આપતાં ક્યાં આવડેછે?

વિદૂષક.—ત્યારે હું આપનો નિશાળિયો થાઉં; મને શીખવો.

કુંભાંડ.—ભાઈ વિદૂષકજી, તારે એ વિદ્યા શીખવી હોય, તો એ બોલે, તે ઉપર સરત રાખતો રેહે, અને તે પ્રમાણે તું પણ બોલવા માંડ, એટલે આવડશે.

વિદૂષક.—હાજી, આપની નીશાળે શીખ્યાના હું બધા ગોદા ખાઉંછું. પ્રથમથી જો આ સેનાપતિની નિશાળે શીખ્યો હોત, તો રાજાજી એમને જ્યાં જ્યાં લઈ જાયછે ત્યાં ત્યાં મને પણ લઈ જાત, અને હું પણ ઘણી લડાઈયો મારીને વાહવા! વાહવા! કેહેવરાવત. પ્રસંગ મળ્યા વિના હું મારૂં શૂરાતન શી રીતે જણાવું?

સેનાપતિ.—તારૂં શૂરાતન તો લાડુની કથરોટ આગળ જણાય, રણક્ષેત્ર આગળ જણાય નહિ. મહારાજના ત્રાસથી આખું બ્રહ્માંડ ધ્રુજી રહ્યું છે, તેની તને તે શી ખબર પડે?

બાણ.—એ લાડુભટ લાડુની વાતો જાણે. રણક્ષેત્રના ઝપાટા શું જાણે?

વિદૂષક.—એવી વાતો કરશો નહિ, હું છળી મરૂં છું. (ધ્રુજેછે)

સેનાપતિ.—આ અપ્સરાઓને પડાવી આણતાં, જે યુદ્ધ મચ્યું હતું, તેમાં તેં મહારાજનું પરાક્રમ જોયું હોત તો ખબર પડત. આવી અપ્સરાઓ ઇન્દ્રની સભામાં તેનાં પરાક્રમ ગાય, તેમને આપની સભામાં આપનાં પરાક્રમ ગાવાં પડે, એ, શું જેવી તેવી વાત કેહેવાય?

બાણ.—સાબાશ, સેનાપતિ સાબાશ! તમે સત્ય વાત કહી. ઇન્દ્રસરખાને પણ હવે એવો ડાબી નાંખ્યો છે, કે, આ અપ્સરાઓને લઈ

જવાની તેની હામ ચાલતી નથી. અરે! મારા પ્રતાપના તેજમાં ત્રણે લોકના રાજા અંજાઇ ગયા છે.

કુંભાંડ.—મહારાજ, આપના ઉપર પ્રતાપવાન્ શિવનો હાથો છે, તેથી આપની સામે થવાને કોઈની હિંમત ચાલતી નથી.

બાણ.—(ક્રોધયુક્ત) પ્રધાન, ત્યારે તમે એમ સમજોછો, કે મારાઉપર શિવનો હાથો હોય નહિ, તો કોઇ પણ મારી સામે બાકરી બાંધી શકે!

વિદૂષક.—અરે! બકરી તો નહિ, પણ પાંજરામાં પૂરી રાખેલા, આપના સિંહ બાંધી શકે.

બાણ.—મારા આ હજાર હાથ જેણે દીઠા હોય, તે ઉંચુંજ જોઇ શકે નહિ.

વિદૂષક.—ભોંય ખોતર્યાં કરે, ભોંય.

કુંભાંડ.—મહારાજ, આપના આ હજાર હાથમાં અતુળ બળ માનીને, આપની સામે થવાને ઘણાને વિચાર પડતો હશે ખરો.

બાણ.—હા, પ્રધાન, મારા એકેકા હાથમાં એટલું બધું બળ ઉછાળા મારી રહ્યું છે, કે તેમાં અતિશય સળવળાટ થાયછે; અને એટલાજ માટે હું જ્યારે ત્યારે મસ્ત હાથી, ઊંટ, ગેંડી, પાડા, અને વિશાળ ઝાડ સાથે બાઝાબાઝી કરૂંછું, પણ એથી તે શું થાય?

વિદૂષક.—હા, વયસ્ય, ઘરનો હાથી અને ઘરની ગેંડિયો તે આપને શું કરે? પારકી મા કાન વીંધે.

બાણ.—શું કરે શું?

સેનાપતિ.—તું જાની પાસે, પગતળે ડબાવીને મૂઠથી ચીરી નાંખેછે કે નહિ?

વિદૂષક.—એ કાંઈ મારૂં અન્ન ખાયછે કે મને ઉગારે?

સેનાપતિ.—એ વાતનો અહિં શો સંબંધ છે?

વિદૂષક.—એ વાતનો સંબંધ તો એમ છે, કે અન્નનું માર્યું ઊંચું જોઇ શકે નહિ. જુવોની આપનોજ દાખલો.

સેનાપતિ.—હું તો પગાર ખાઊંછું, પણ તું તો રાંધેલું અન્ન ખાયછે, ને ઉંચુ જોઇને સામો ઉત્તર આપેછે, એવો નિર્ગુણી છે.

વિદૂષક.—આજ ખાધું સાર્થક તો એમજ થાય; ચડાવીને ખાડામાં નાંખી નીચું જોઈ રહ્યે ના થાય.

સેનાપતિ.—મહારાજ, આ બ્રહ્મબંધુ કાંઈ સમઝતો નથી; આપનું અતિ બળ એમ ઝપાટાં લીધે ના શમે.

બાણ.—હા, સેનાપતિ, એથી તો સળવળાટ ઉલટો વધેછે. મારા હાથમાં પ્રબળનો પ્રવાહ એવા જોરથી વહ્યાં કરે છે, કે જ્યાં સુધી મને યોગ્ય યોદ્ધો મળશે નહિ ત્યાં સુધી શાન્તિ વળવાની નથી.

વિદૂષક.—(સ્વગત) કોઈક કાકો એવો માથાનો મળશે, કે વધેલી જીભ ટુંકીજ કરી નાંખશે.

સેનાપતિ.—મહારાજ, આપ યોગ્ય કોહોછો.

બાણ.—શિવે મને બળ તો આપ્યું, પણ તે અજમાવી જોવાને યોદ્ધો આપ્યો નહિ, એ ઠીક ના કર્યું. માટે પ્રધાન, હું ફરીને શિવપાસે જાઉંછું, તેટલી વારમાં, તમે ને સેનાપતિ રાજ્યવ્યવસ્થા ઉપર પૂર્ણ લક્ષ આપતા રેહેજો.

સેનાપતિ.—(સ્વગત) ચાલો, મને પ્રધાનની હારમાં તો ગણ્યો છે.

કુંભાંડ.—મહારાજ, કોઈ વાતનો ભ્રમ ભાંગી નાંખવો જોઈયે નહિ. બાંધી મુઠી લાખની, કોઈ આપની સામે થઈ શકતું નથી, એવો ત્રાસ બેશી ગયો છે, તેને ડોહળાવી નાંખનારાં સાધન, હાથે કરીને ઉભાં કરવાં નહિ.

બાણ.—પ્રધાન, તમે એમ સમજોછો કે હું કોઈનાથી ડરી જાઉં એવો છું ? મારા પ્રબળનો પ્રવાહ અટકાવી શકે એ[...]?

વિદૂષક.— ચોખંડ પૃથ્વી પડી છે, ચોખંડ

બાણ.—તેમાં મારા હાથનો સળવળાટ

દેખતો નથી.

વિદૂષક.—ત્યારે તો એમ કોહોની કે

ઈયે. વયસ્ય, આપના હાથમાં ઘણો સળ

બાણ.—અરે એકલા હાથમાંજ

ળનો સળવળાટ વહ્યાં કરેછે.

વિદૂષક.—લાપશીમાં ઘીની પેઠે, અથવા, આપણા બાગની નીકામાં જેમ પાણી વહ્યાં કરેછે એમ?

બાણ.—હા વયસ્ય.

વિદૂષક.—વારૂ, પરમ દાહાડે બાગવાન મને એક લપડાક મારી ગયો, ને આપ વેગળે રહ્યા રહ્યા હસવા લાગ્યા, તે સાંભરેછે કે?

બાણ.—પણ એ કૂથલીનું અહિં શું કામ છે? અટકચાળા કરૂં તે મારેસ્તો. તેં પાણીની નીક શું કરવાને તોડી નાંખી?

વિદૂષક.—( સ્વગત ) ઠીક સપડાયો છે હવે. ( પ્રકાશ ) પાણીનો પ્રવાહ જોરથી વેહેતો હતો તેમાં તણાઈ જવાની મને બીક લાગી, માટે તે નરમ પાડવાને.

બાણ.—હા, ખરી વાત, એથી પ્રવાહ નરમ પડ્યો ખરો.

વિદૂષક.—જુવો ત્યારે મહારાજ. આપના શરીરમાં સળવળાટ વહ્યાં કરેછે, એમ આપ કોહોછો, તો તે નરમ પાડવાનો એક સેહેલો ઉપાય છે.

બાણ.—એ તો યોદ્ધો મળ્યાવિના બીજા સાધનથી બળે એમ નથી.

વિદૂષક.—મહારાજ, તરત બળે એમ છે. આપના હાથપગની ફસો ખોલાવોકની તો બધી બલા નીકળી જાય, ને આપ તરત શાન્ત થઈ જાઓ.

બાણ.—ચૂપ રેહે હવે, જાણ્યું તારૂં ડાહાપણ.

વિદૂ॰—ખરી વાત મહારાજ! હું વિચાર આપતાં ભૂલ્યો. ( ગાઉ ) વડની ડાળિયો કરતાં વધારે હાથે નરતર મુકતાં માટે મારી વહૂનો મેં ઉપાય કર્યો હતો તેમ

બીચારી મરતી મરતી બચી ગઈ.

સ્યું જે?

ા મગજમાં વિચાર એટલો બધો વણી

ાં મારા કરતાં એનો વિચાર લાંબો

આવે; એટલે હું તો ભાંઠો પડવા

લાગ્યો, કેમકે બારમું ખાઈ આવનાર એક જણની સાથે વાત કરતાં તેના મ્હોનો શ્વાસ મારા મ્હોમાં જવાથી મારી બુદ્ધિ કુંઠિત થઈ ગઈ હતી. ને વળી કાંઈ કરવાની હું એને આજ્ઞા કરૂં, ત્યારે કેહે, કે, હું વિચારીને કરીશ. એક વાર મેં જલેબીનાં ભજિયાં કરવાની આજ્ઞા કરી, ત્યારે લાંબો વિચાર કરીને હસવા લાગી; પણ એથી મારૂં શું વળ્યું ? મારા મ્હોમાં શું આવ્યું ? હું તો એનાથી એટલો બધો કાયર થઈ ગયો, કે એના વિચારનો વેહેળો ખાલી કરવાનું ધાર્યું, ને લાગ પણ એવોજ મળી આવ્યો. એ સાંધતાં સાંધતાં ઉંઘી ગઈ એટલે એના હાથમાંની સોય લેતેકને એની બોચીની ઘોરીનસમાં ઘચ લઈને ઘોંચીકની, કે તરત, વિચારનો વેહેળો, આખા શરીરમાં વહીને માથામાં પેસતો હતો, તે બધી બલા નીકળી જવાથી અટકી પડ્યો, તેથી હવે વિચારશૂન્ય થઈ ગઈ છે, ત્યારે મને નિવૃત્તિ વળી છે. તેમ આવો, આપની બોચીની નસ ખોલું એટલે આપનો બધો સળવળાટ નીકળી જશે. (તેમ કરવા જાયછે)

બાણ.—(તેને ધોલ મારીને) તારી જીભનો સળવળાટ હવે સમશે, પણ મારા હાથનો સળવળાટ સમવાનો નથી.

વિદૂષક.—(ચંચવાળતો) મહારાજ, ઉત્તર ભણીનો એક નવો વૈદ્ય આવ્યો છે, તે ગરમાઈથી થતા રોગ ગરમ ઓષધથી, અને થંડકથી થતા રોગ થંડા ઓષધથી, મટાડેછે. તેના અભિપ્રાયપ્રમાણે આપનો સળવળાટ મટાડવાને માટે કઉચ નામની એક ઔષધી છે, તેનું મર્દન આપે શરીરે કરવા દ્યો, તો આપના શરીરનો સળવળાટ એ ઔષધીના ચળવળાટ સાથે મળી જઈને, આપને જોઈયે તેવું સુખ કરે. અથવા એમ નહિ તો આપના નગરની ચારે બાજુએ એના ખાસા ઉપાય છે. ઊત્તરમાં કાંકળો એટલી બધી છે કે તેમાં ધુશી આવ્યાથી આપને તરત સુખ થાય. બાવળિયા, બોયડીનાં ધૂંગાનો પશ્ચિમમાં પાર નથી, તેને જઈને ભીડાવતાંવારજ આપ ભીંડાઈ જાઓ, ને પૂર્વમાં કંથારના થરેથર બાઝેલા છે તેની સાથે બાઝો એટલે બસ છે.

બાણ.—તારી જીભનો સળવળાટ મટાડવા તને લવરી કરવા

દેઉંછું. અપાત્રને વધારે છૂટ આપી હોય તો શું થાય, તેનો તું નમુનો થયો.

વિદૂષક.—હા, વયસ્ય, ખાસી વાત, એવા નમુના તો આપણે બે થયા.

બાણ.—મગતરાની પેઠે ગણગણાટ કરતો બંધ રેહે, નહિ તો ચીપટીમાં ચોળી નાંખીશ. પ્રધાન, તમે કેમ સ્તબ્ધ બેશી રહ્યા છો? હું તો જાઉંછું.

કુંભાંડ.—મહારાજ, આ પ્રસંગ બેશી રેહેવા સરખોજ છે. હવણાં આપની સામે થવાને કોઇ નીકળી આવતું નથી, પણ જે શિવના મહિમાથી આપને બળ પ્રાપ્ત થયું છે, તે શિવની પાસે જ્યારે માગણી કરવામાં આવશે, ત્યારે આપને પોંહોંચી શકે એવો યોદ્ધો આપવાને તેને કાંઇ કઠણ પડશે, એમ ધારવું નહિ.

વિદૂષક.—જે સ્થાપી શકે તે ઉત્થાપી પણ શકે.

કુંભાંડ.—માટે મહારાજ, હાથે કરીને એવી માગણી આપે કરવી યોગ્ય નથી. શાન્તિ જાય એવો માર્ગ થવા દેવો નહિ.

બાણાસુર.—પ્રધાન, તમે શું બોલોછો? હું જાણી જોઇને શિવને ધમધમાવતો નથી, બાકી તમે એમ ધારોછો કે મારામાં તેમ કરવા જેટલું બળ નથી? અરે શિવ પોંહોચે એમ નથી તો તે મને જે યોદ્ધો આપશે તેનાથી શું થવાનું છે?

કુંભાંડ.—મહારાજ, આવું બોલવું આપને છાજતું નથી. હું અપરાધ કરૂંછું એમ સમજાય તો મને ક્ષમા કરજો, પણ મારે આપને કેહેવું જોઇયે, કે જેના મહિમાથી આપ યશવંત વર્ત્તો છો તેની અવજ્ઞા કરવી નહિ. મને આ સમય અનુકૂળ લાગતો નથી, માટે મહારાજ, યોદ્ધો માગવાનો વિચાર આપ જતો મુકો.

બાણ.—પ્રધાન, તમે મને ઉત્તેજન આપવાને બદલે નરમ પાડી નાંખોછો. તમે બીહીકણ છો, હું કાંઇ તેવો નથી, મારે તમારૂં ડાહાપણ જોઇતું નથી.

કૂપકર્ણ.—મહારાજ, આપને તે ડરવાસરખું શું છે?

બાણ.—શાબાશ સેનાપતિ!

કુંભાંડ.—મહારાજ, આપના પ્રત્યે મારૂં બળ નથી એ વાત ખરી, પણ એક રાજ્યના પ્રધાન તરીકે, મારો કેહેવાનો ધર્મ છે, તે પ્રમાણે હું કહું છું, કે, ઉત્પાતનો સમય પાસે આવતો હોય એમ મને જણાય છે, માટે આપે શિવ પાસે જવાનો વિચાર કરવો જોયતો નથી.

બાણાસુર.—પ્રધાન, સળવળાટ કાંઈ તમને થતો નથી, મને થાયછે; માટે હું તો આ ચાલ્યો.

વિદૂષક.—( મનમાં ) રાણી સાહેબ સમજુ છે, માટે તેમની પાસે જાય તો સારૂં, કાંઈ સમજાવે. ( પ્રકાશ ) વયસ્ય, આપ પાછા, વેહેલા આવો કે મોડા આવો, માટે પટ્ટરાણીને મળીને જાઓ તો ઠીક, તમારાવિના એ સોરી મરશે.

બાણાસુર.—તેના ભણીથી મળતા લાડું તને આમ બોલાવતા હશે. ( જાયછે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થલ, માર્ગ.

ઓખા, ચિત્રલેખા ને રામા પ્રવેશ કરેછે.

ઓખા.—સખી, તારી સલાહ યોગ્ય છે, પણ માતાની આજ્ઞા મારે લેવી જોઈયે.

રામા.—બેહેન, ઓખા બરાબર કેહેછે. નગર બાહાર, પાર્વતી માતાનું પૂજન કરવાને જવું, તે આજ્ઞા લીધા વિના જવાય નહિ. પેલું ગીત અમને બેને તેંજ શીખવ્યું છે તો, આવો આપણે તે ગાઈયે. ( ગાયછે. )

શિક્ષાધારી લાભકારી, માતા કેહે તે કરો રે.
જેથી કરી સુખી થઈ ઠરો. શિક્ષા૦ ટેક.
કહ્યાગરાં તન માતપિતાનું ધન.
હાંરે ધન ! ધન ! કેં'વરાવા તનમન ધરો રે. શિક્ષા૦ ૧

( ગાતાં ગાતાં જાયછે.)

## પ્રવેશ ૩ જો.

### સ્થલ, બાણાસુરનું અંતઃપુર.

રાણી.—અરે, આનું તે કારણ શું હશે? મારા અંતરમાં ઉંડો

પરિતાપ શાથી થતો હશે વારૂ ? મહારાજને કાંઈ થયું તો નહિ હોય? ના, ના, એ તો રાજસભામાં બિરાજે છે. ત્યારે શું મારી વાહાલી પુત્રી ઓખાને કાંઈ થયું હશે? એ વરવા યોગ્ય થઈ છે, તેથી પ્રાણનાથને મેં ઘણીવાર કહ્યું, કે સ્વયંવર કરો, પણ એમની નજરમાં કાંઈ આવતું નથી. અરે અહિ કોણ છે હાજર? દાસી, આમ આવ.

દાસી.—(પ્રવેશ કરીને) કેમ બા સાહેબ, શી આજ્ઞા છે?

રાણી.—જોની, ઓખા ક્યાં છે? તેડી લાવ મારી પાસે.

દાસી.—બહુ સારૂં બા સાહેબ. ( જાયછે અને એકાએક પાછી ફરેછે. )

રાણી.—દાસી, કેમ પાછી ફરી ?

દાસી.—બા સાહેબ, મહારાજ આપની પાસે પધારે છે. ( જાયછે )

બાણાસુર પ્રવેશ કરેછે.

રાણી.—જય ! જય ! મહારાજ, પધારિયે ( ઉઠીને માન આપેછે. )

બાણાસુર.—દેવી, હું મહાદેવની પાસે વર માગવા જાઉં છું.

રાણી.—આર્યપુત્ર, છેવટે આપે મારી વિનતિ લક્ષમાં લીધી, એ જાણીને મને ઘણો હર્ષ થાયછે. કુમારી ઓખાને મેં બોલાવી છે, તે હવણાંજ અહિ આવશે; અને એ વરની વાત જાણશે ત્યારે તેને કેટલો બધો હર્ષ થશે ?

બાણાસુર.—દેવી, તું શું કેહેછે ? તારા બોલવાનો અર્થ મને કાંઈ સમજાતો નથી. ઓખાને હર્ષ પામવા જેવું એમાં શું છે ?

રાણી.—કુમારી ઓખાને માટે વર માગવા આપ શિવની પાસે જાઓછો, તે જાણીને, એ રાજી નહિ થાય ?

બાણાસુર.—( હશીને ) ઓખા માટે કોણ વર માગવા જાયછે, એ તો હું મારે પોતાને માટે વર માગવા જાઉં છું.

રાણી.—આપને હવે શાની બાકી છે ?

બાણાસુર.—દેવી, શિવે હજાર હાથ અને અતિશય બળ તો આપ્યું, પણ તે અજમાવી જોવાને મારા યોગ્ય યોદ્ધા નથી મળતો, માટે તેની માગણી કરવા હું શિવપાસે જાઉંછું.

રાણી.—આર્યપુત્ર, મારા જીવને કળાય નહિ એવો ખેદ થતો

હતો તેનું કારણ આપનો આવો વિચારજ છે, એવી હવે મારી ખાતરી થઈ. જે માગવું ઘટિત તે એક કોરે મૂકીને, સંતાપ વોહોરી લેવાનું હાથે કરીને જાચી લેવા જાઓછો, એ તે શું કેહેવાય? પ્રિયપતિ, આપના મનમાં આવો વિચાર ક્યાંથી આવ્યો?

બાણાસુર.—પ્રિયા, મારા હાથમાં જોર માતું નથી, સળવળાટ ઘણો થાયછે, માટે યુદ્ધ કરવાને સામો યોદ્ધો મળે તોજ શાંતિ વળે.

રાણી.—આર્યપુત્ર, હાથે કરીને વિનાશ પામવાનો વર માગવો છોડી દો. મારે મ્હોએ કેહેવું ઘટિત નથી, પણ પ્રસંગ આવ્યો ત્યારે બોલ્યાવિના સિદ્ધિ ન'થી. મદ કોઈને છાજતો નથી, ઘણો મદ ચડેછે ત્યારે છેવટે વિનાશ થાયછે.

બાણ.—પ્રિયા, તું ખરૂં કેહેછે; ચ્યવન ઋષિ માટે મદ રાક્ષસે ઇન્દ્રને કાયર કાયર કરી નાંખ્યો હતો; એવો બળવાન મદ, મારા સરખા તેવાજ બળવાનમાં મૂર્ત્તિમાન થયેલો છે, તો તે પછી ગમે તેવાનો વિનાશ કરવાને સમર્થ છે, એ તારૂં કેહેવું યોગ્ય છે.

રાણી.—પ્રિયપતિ, એ મદ તો, મદ્યપાન, સ્ત્રી, દ્યૂત, અને મૃગયામાં ક્યારનોય સમાવેશ પામી ગયોછે.

બાણ.—જો ત્યારે, પ્રિયા, એ ચારે વસ્તુમાં રહ્યો રહ્યો પણ જગતમાં કેવો ગજબ વાળી મૂકે છે?

રાણી.—આર્યપુત્ર, ત્યારે એવો મદ આપનામાં મૂર્ત્તિમાન થયેલો આપ માનો છો, તે આપને શાની બાકી મૂકશે?

બાણ.—તે જે પાત્રમાં સમાવેશ પામેછે, તે પાત્રને એનો ભય રેહેતો નથી, સામાને રેહેછે.

રાણી.—એવો વિચાર આપ કરો નહિ, અગ્નિ ધારણ કરી શકે નહિ એવું પાત્ર અગ્નિ પામતાં નાશ પામે, તેમજ, જે મદ ધારણ કરી શકે નહિ તેનો પણ તેવોજ પરિણામ થાય. આપ હવે મદ ધારણ કરી શકતા નથી. એની સત્તાના સ્વાધિનમાં આપ પૂરેપૂરા થઈ ગયાછો, તેથી હવે તે ભાન ભૂલાવેછે, અને તેનો પરિણામ મને હવે ઘણો ખોટો જણાયછે; માટે તમારી દાસીનું કેહેવું માનો, મદાંધપણું કરો નહિ. મહાદેવની આજ્ઞા કોઈનાથી લોપાતી નથી, માટે કોઇનું કાંઇ આપ

અપમાન અથવા નુકસાન કરોછો, તોપણ તેનું વેર વાળવા કોઈની ઈચ્છા થતી નથી, એમ આપ ખૂબ સમઝી રાખો.

બાણાસુર.—દેવી ! કુંભાંડની પેઠે તારી મતિ પણ ફરી ગયેલી જણાયછે. મારા સામો થઇ શકે એવો આખા બ્રહ્માંડમાં કોઈ નથી, એ તારે નક્કી સમજવું, વળી મારે શી ન્યૂનતા છે, એક યોદ્ધો મળ્યો તો પછી બધું છે.

રાણી.—પતિ, દત્તાત્રેયની સેવાથી પ્રાપ્ત થયેલા સહસ્ર હાથ ઉપરથી કેહેવાયલા સહસ્રાર્જુનના હજાર હાથ, વસિષ્ઠ ઋષિના શાપથી નષ્ટ થયા, તો એવા કોઈ મહાત્માને કોપવાનું કારણ થતાં તે હાની કરી શકે એમ છે, તો જે શિવે આપને હજાર હાથ આપ્યા છે, તેજ શિવ જો એક યોદ્ધો આપશે તો તે શું નહિ કરી શકે ? સર્વે પ્રકારની ન્યૂનતા ઉભી કરશે. જેના આપેલા બળથી આપ આટલા બધા ઝુંઝવો છો, તે જે યોદ્ધો આપશે તે જેવો તેવો નહિ આપે. ભુજાનો ભાર ઉતારે એવોજ આપશે; માટે મારૂં ગરીબનું માનો, અને જે માગવાનું છે તેજ માગી લાવો, એટલે ન્યાલ થયાં.

બાણાસુર.—મારે શું માગવા જેવું છે ?

રાણી.—મહારાજ, આપના જાણવા બાહાર શું છે ? કુમારી ઓખાને યોગ્ય વર મળે તેને માટે શિવની પ્રસન્નતા પ્રથમ મેળવવાની છે. તે કેવી ચોભીલી બની ગઈછે, તે આપ ક્યાં જાણતા નથી ? જુવો તે પેલી આવે.

ઓખા.—( પ્રવેશ કરીને ) માતા પિતા, હું નમન કરૂં છું.

બન્ને.—સદા સુખી રેહે.

રાણી.—પુત્રી, તું આજે કેમ જણાઈ નોહોતી ? આકુળવ્યાકુળ કેમ દેખાયછે !

ઓખા.—સહજ માતા. પ્રધાન પુત્રી રામા અને ચિત્રલેખા બંને મારી પાસે આવ્યાં હતાં, તે હવણાંજ ગયાં, એટલે હું આપની પાસે આજ્ઞા લેવા આવતી હતી.

રાણી.—શાની આજ્ઞા ?

ઓખા.—ચિત્રલેખા કેહેતી હતી, કે, પાર્વતી માતાનું પૂજન કરવા જવું જોઇયે.

બાણાસુર.—દેવી, એ ગોઠવણ ઠીક છે. કુમારીને ત્યાં સુખેથી જવા દે. એમ જવર અવર થતાં ઉમા પ્રસન્ન થશે, તેથી વર આપશે.

રાણી.—બહુ સારૂં આર્યપુત્ર. કુમારી, તું તારી સાહેલિયો અને પરિજન લઇને સુખેથી જા.

ઓખા.—બહુ સારૂં. ( બંનેને પગે લાગી જાયછે. )

બાણાસુર.—હવે મારે નિરાંત થઈ. એ એનું માગશે ને હું મારૂં માગીશ. હું પણ શિવપાસે જાઊં છું.

રાણી.—આર્યપુત્ર, યોદ્ધા માગવાની વાત જવા દેજો, એટલું હું આપની પાસે માગી લઉં છું.

બાણાસુર.—મારે તો મારૂં સૂઝયું કરવાનું છે. (એમ કહીને જાયછે)

રાણી.—( ખેદ પામતી જતાં જતાં ) અરે, આનો પરિણામ કોણ જાણે શોય થશે.

## પ્રવેશ ૪ થો.

### સ્થલ, માર્ગ.

### ઓખા પરિજનસહિત પાર્વતીનું પૂજન કરવા સામગ્રી લઇને જાયછે.

સર્વે સાથે.—　　　કાલિંગડો.

" અહો મત ખીછરો સાંજન હમસે " એ રાગ.

પૂજન ગૌરીનું કરવાને જઇયે,
રાજી હૃદયવિષે બહુ થઇયે. પૂજન.　　　ટેક.
કુમકુમ ચંદન પુષ્પે પૂજતાં,
પાપના પુંજ નિવારે.
આદર જાણી આદર આણી,
આદર પૂરા પાડે. પૂજન.　　　૧
પાર્વતી માતા કરી સુખ સાતા,
રીઝ કરી વર આપે.

ભવની ભાવટ ટાળી તરતજ,
કોટિક કષ્ટો કાપે. પૂજન. ૨

( જાયછે. )

## પ્રવેશ ૫ મો.

### સ્થલ, સ્મશાન.

**સમાધિસ્થ શિવ, પાર્વતી, કાર્ત્તિકસ્વામી, નારદ, શિવના ગણ-ભૂત, પ્રથમ, ગુહ્યક, ડાકિની, રાક્ષસ, વેતાલ, વિ-નાયક, પ્રેત, માતાઓ, પિશાચ, કૂષ્માંડ, બ્રહ્મરાક્ષસ, ઈત્યાદિ.**

**પાર્વતી.**—કુમાર, તું ચિંતાતુર કેમ જણાયછે ?

**કાર્ત્તિકસ્વામી.**—માતા, આપ જાણોછો, કે દેવતાઓને દૈત્ય બહુ પીડતા હતા, ત્યારેજ મને બ્રહ્મદેવની આજ્ઞાથી તેમણે પોતાનો સેનાપતિ ઠરાવ્યો છે.

**પાર્વતી.**—કુમાર, હા, તે હું જાણુંછું, અને ત્યારથીજ દેવતાઓને જંપીને બેસવા વારો આવ્યો છે.

**કાર્ત્તિકસ્વામી.**—કાલે નારદ ઋષિ મારી પાસે આવ્યા હતા.

**પાર્વતી.**—ત્યારે તો સમજી. એ કળહપ્રિય ઋષિએ કાંઈ તાલમેલ લગાવીને, કજિયાનું કારણ ઉભું કર્યું હશે.

**કાર્ત્તિકસ્વામી.**—ના માતાજી, એમ નથી. જે ખરી વાત હતી તેજ કહી છે.

**આકાશરસ્તે નારદમુનિ પ્રવેશ કરેછે.**

**પાર્વતી.**—નારદમુનિ, ભલે પધાર્યા.

**કાર્ત્તિકસ્વામી.**—મહામુનિ, હું આપને વંદન કરૂં છું.

**નારદ.**—( સમાધિસ્થ શિવને પ્રણામ કરી રહ્યા પછી. ) તમારૂં કલ્યાણ થાઓ. મહાદેવી, મારા વિષે આપના મનમાં સારો અભિપ્રાય નથી, એમ જાણી હું અહિ આવતો હતો, તેટલામાંજ આપે શબ્દ બાણનો મારા ઉપર પ્રહાર કર્યો.

**પાર્વતી.**—મુનિ, જે સત્ય છે તે મેં કહ્યું છે, ટંટા કરાવવામાં જ્યારે ત્યારે આપ તૈયારજ હો છો.

**નારદ.**—ઉમા દેવી, એ તો મારો સ્વભાવ પડ્યો, તેમાં મારો શો દોષ? પણ આપ જોતાં હશો, કે હું સાચા પાયા ઉપર ઈમલો ઊભો કરૂંછું.

**પાર્વતી.**—પણ, મુનિ, આપને રજનું ગજ કરતાં બહુ આવડે છે. મારા સ્વામી આ ભોળાશંભુને આડું અવળું સમજાવીને, આપે ઘણી-વાર મારા ઉપર કારણવિના ક્રોધ કરાવ્યા છે.

**નારદ.**—વધારે તો નહિ, પણ સહજ, દૂધમાં પાણી ઉમેર્યું હશે ખરૂં. મહાદેવી, મને ક્ષમા કરો.

**પાર્વતી.**—મુનિ, તમે અમને લગતું ટીખળ ઉભું કર્યું હોય તો પણ મને તો ઉલટી ગંમત થાયછે, પણ ભોળાશંભુ તો છેક ભો-ળવાઈ જાયછે, અને તમને તો સત્યનું પૂતળું ગણેછે.

**નારદ.**—ખરી વાત, ટીખળી હોય તેની સાચી વાત પણ ટીખ-ળના પ્રવાહમાં તણાઈ જાય.

**પાર્વતી.**—ખરૂંજ તો. પણ આ મારા કુમારને શું સમજાવ્યું છે?

**નારદ.**—એમને તો મેં જે હતું તેજ કહ્યું છે. સાંભળો મહાદેવી, પારિયાત્ર પર તપ કરીને પ્રસન્ન કરેલા બ્રહ્મદેવ પાસેથી વર પામેલો તારકાસુર, પોતાના મહિષાસુર. આદિનાયકો સહિત, ત્રૈલોક્યમાં ત્રાહિ ત્રાહિ પોકરાવતો ફરતો હતો, એવા મહા પાપીનો જેણે સાત દિવસને વયે નાશ કરીને, સર્વે ઠેકાણે સુખશાન્તિ કરી, એવા મહા પરાક્રમી કાર્તિકસ્વામી સરખા, દેવતાઓને સેનાપતિ છતાં, તેમને માથે આપત્તિ રહ્યાં કરે ત્યારે તો બ્રહ્મદેવનું વચન વ્યર્થ જાય.

**પાર્વતી.**—મારો કુમાર સેનાપતિ છતાં, દેવતાઓને માથે હજી આપત્તિ છે? મુનિ, તમે શું કહોછો.

**નારદ.**—હા, મહાદેવી, એમજ છે; પણ એમાં આપના પુત્ર સ્કંદ-દનો કાંઈ વાંક નથી. પોતાનું કામ યોગ્ય રીતે કરવા જાયછે, તો ઘર-નાં માણસોને દુઃખ દેવા જેવું થાયછે.

**પાર્વતી.**—પ્રિય કુમાર, શું આ નારદમુનિ ખરી વાત કહેછે?

**કાર્ત્તિકસ્વામી.**—માતાજી, એમજ છે. હું એવી સંકડામણમાં

આવી ગયો છું, કે ગમે તો મારે સેનાપતિનું કામ છોડી દેવું, અથવા તો આપ અને મારા પિતા, ઇત્યાદિને અણગમતો થઇ પડું એમ વર્ત્તવું.

પાર્વતી.—પ્રિય પુત્ર, ખરે રસ્તે ચાલતાં તું કોઇને અણગમતો થઇ પડે નહિ, તારે જે કેહેવાનું હોય તે સુખેથી કેહે.

નારદ.—ઉમાદેવી, સાંભળો, કુમારની વતી હું ઉત્તર આપુંછું. મહાદેવ અને આપ બાણાસુરને પુત્રપદે ગણીને પોસોછો. એ જે જે વર માગેછે તે તે વર શિવ એને આપેછે. હજાર હાથ અને અતિશય બળ માગ્યું, તો ભોળાશંભુએ તે તત્કાળ એને આપ્યું. એનામાં કાંઇ પણ સમજણ હોય, તો એણે તેનો ઉપયોગ સારે માર્ગે કરવો જોઇયે.

પાર્વતી.—ત્યારે શું, એ બીજાઓને પીડા કરનારો થઇ પડ્યો છે?

નારદ.—હા મહાદેવી, એમજ થયું છે. એને એના બળનો મદ એટલો બધો ચડ્યો છે, કે કોઇની ગણના તો કરતોજ નથી. એનું વાંઝિયામેણું ટાળવા, ઓખાને એની પુત્રી કરી સ્થાપી, પણ તેના ઉપર અભાવ રાખતાં તે આપની પણ ક્યાં દરકાર કરેછે?

પાર્વતી.—શું, તે એના ઉપર અભાવ રાખેછે?

નારદ.—હા, મહાદેવી. વળી દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, આદિ લઇને સર્વેને ત્રાહિ ત્રાહિ પોકરાવેછે. એના હાથ સખના રેહેતા ના હોય તો થોરિયા અને બાવળિયાએ બેઠો બેઠો ભલે ઘસ્યાં કરે; પણ બીજાઓને શું કરવાને કનડેછે. કેટલાક દિવસ થયાં ઇન્દ્રની અપ્સરાઓ લઇનેજ ચાલતો થયો છે. બિચારો ઇન્દ્ર તે શું કરે? એમના સેનાપતિ જોવા જઇયે તો આપના આ કુમાર, એમનાથી તે એના હાથ કપાય, કે થાય શું.

પાર્વતી.—કુમાર, તને જે ખેદ થયો છે તે યોગ્યજ થયો છે. બાણની આવી અઘટિત વર્ત્તણુકને માટે ભોળાશંભુએ કાંઇ વિચાર કરવો જોઇયે ખરો.

નારદ.—મહાદેવી, સર્વે જણ દાંત પીશીને રહ્યા છે, પણ મહાદેવની બીકથી કોઇ બોલી શકતું નથી. વિષ્ણુ મને કેહેતા હતા, કે, એ અસુર ઘણો ફાટી ગયો છે, પણ ઉપાય નહિ; શિવસ્વરૂપ એને માથે ગાજે છે, અને એમનોજ એને પ્રસાદ છે, તો મારૂં શું ચાલે?

**પાર્વતી.**—નારદમુનિ, આ પ્રમાણે ભોળાશંભુનું બાહાનું વગોપાય એમાં હું જરા પણ રાજી નથી. હવણાં તો એ ધ્યાનમાં છે, નહિકર આપની સમક્ષ જે કેહેવા ઘટિત તે કેહેત. એ મહાતપ કરીને ભોળા શંભુનો પ્રસાદ મેળવી પુત્રપદ પામ્યોછે, અને અમે એને આ કુમારના ન્હાનાભાઈને સ્થાને ગણ્યોછે, પણ એ અઘટિત ચાલ ચલાવેછે, તો તે સાંખી રેહેવાય નહિ. પૂરી ચોકશી કર્યા પછી એની વાત.

**નારદ.**—મહાદેવી, આપ સત્ય કોહોછો. પણ મેં આ ખોટો ભીંડો માર્યો છે એમ આપ સમજશો નહિ. આ વાતમાં જો કાંઈ ઉમેર્યું હોય તો આપના કે મારા ગળાના સમ, હવે હું આજ્ઞા લઊં છું.

**પાર્વતી.**—બહુ સારૂં મુનિ, પધારજો. (નારદ નમન કરીને જાયછે.)

## ઓખા, રામા, અને ચિત્રલેખા પ્રવેશ કરેછે.

**પાર્વતી.**—(વેગળેથી જોઈને) કોણ, મારી પુત્રી ઓખા?

**ઓખા.**—(પ્રથમ સમાધિસ્થ શિવને અને પછી પાર્વતીને નમન કરીને) હા, માતાજી. (પુષ્પચંદનવતે પુજા કરેછે.)

**પાર્વતી.**—પુત્રી, તારૂં કલ્યાણ થાઓ. પણ તું ચિંતાતુર કેમ જણાયછે? તારાં માતાપિતા તારા પ્રત્યે પ્રેમભાવ રાખતાં નથી કે શું, અથવા બીજું તારે કાંઈ દુ:ખ છે? જે હોય તે મને સુખેથી કેહે.

**રામા.**—માતાજી, છોકરાંને સહજ સહજ વાતમાં કૂડાં પડે. માબાપનું હેત બરાબર દેખે નહિ તો તે પણ દુ:ખ.

**ચિત્રલેખા.**—એની માતાનું હેત તો બરાબર છે, અને તે એને માટે ઘણી કાળજી રાખેછે; પણ બાણાસુરરાય જરા અપ્રીતિ જણાવેછે ખરા.

**પાર્વતી.**—(કોપીને) એના અતિશય આગ્રહને લીધે, એનો દરબાર ઉઘાડો રેહેવાને માટે, શિવજીના કેહેવા ઉપરથી, મેં મારી પુત્રી એને આપી, તો એ શું આ પ્રમાણે તને દુ:ખી કરે? પુત્રી, તું કાંઈ ચિંતા કર નહિ, એનો ઉપાય હું સત્વર કરીશ.

ઓખા.—માતાજી, મારા પિતાનો સ્વભાવજ એવો છે, તેથી અજાણ્યાને એમ લાગે.

પાર્વતી.—તું તારી ભલમનસાઈ જણાવેછે, અને બાણની રીત છૂપાવેછે. નારદમુનિ પણ મને એમજ કહી ગયા છે.

ચિત્રલેખા.—માતાજી, આ મારી સખી, હવે પોતાના સ્વામી-ની સેવા કરવાને યોગ્ય થઈ છતાં, અને રાણીનો એને પરણાવવાનો અતિશય આગ્રહ છતાં, બાણાસુર કાંઈ ગણકારતા નથી.

રામા.—હા માતાજી, એ જો પરણી હોય તો એને કોઈનું ઉં-ચું નીચું મન શું કરવાને જોવું પડે. અમને તો એનો વિયોગ થ-વાથી દુઃખ ઉપજે, પણ હાથી રાજદ્વારે ને કન્યા સાસરે શોભે.

પાર્વતી.—(ચિત્રલેખાને વેગળી લઈ જઈને) એ જેમ સુખી થાય તેમ કરવાને હું હવે ઘણી આતુર છું. સાંભળ-વૈશાખ શુદ ૧૨ ને દિવસે એને પોતાના થનાર સ્વામીનો સ્વપ્નમાં ભેટો થશે, અને પછીથી તે એની સાથે પરણીને સુખી થશે (ઓખા ભણી જોઈને) પુત્રી, તારો સર્વ સં-તાપ ટળશે. બાણ જો તારા ઉપર ભાવ રાખશે નહિ તો હું સત્વર એની ખબર લઈશ.

ઓખા.—માતાજી, એમ થાય નહિ. મારી માની પ્રીતિ, મારા પિ-તાનો પણ બદલો વાળી આપેછે. એમનો સ્વભાવ જરા વિરક્ત જણાયછે તેથી કદાપિને મારા ઉપર અભાવ હોય એમ લાગે, પણ મારા શુદ્ધ અંતઃકરણમાં એમને માટે અતિશય ભક્તિ છે, તેથી આપે એમનાવિષે ખોટો અભિપ્રાય બાંધવો નહિ.

પાર્વતી.—આ મારી પુત્રી કેવી નિર્દોષ અને ભલા સ્વભાવની છે. જા, પુત્રી, હું તારા ઉપર પ્રસન્ન છું. તારૂં કલ્યાણ થશે (બંને સખિયોને) આની તમે સંભાળ રાખજો, .એને કોઈ વાતે ઓછું આવવા દેશો નહિ. એને સુખી થવાનો સમય હવે પાસેછે.

ઓખા.—માતાજી, આપની આવડી બધી કૃપાને લીધે હું આ-પની ઓશીંગણ છું. મારા પિતાજી આપની સેવામાં હાજર થવાના છે તે કદાપિ આવતા હશે, માટે અમે હવે જવાની આજ્ઞા લઈયે

છિયે. માતાજી, મારા પિતાને માટે આપ કાંઈ પણ મનમાં રાખશો નહિ; એ સુખી તો હું સુખી.

પાર્વતી.—ચિંતા નહિ. તને જ્યારે મારી પાસે આવવાનું મન થાય ત્યારે તું સુખેથી આવજે.

(બધાં શિવપાર્વતીને નમન કરીને જાયછે.)

અનુચર ગભરાતો પ્રવેશ કરેછે.

પાર્વતી.—અલ્યા, આવડો કેમ ગભરાઈ ગયોછે?

અનુચર.—માતાજી, માણસના આકારમાં આખું ઝાડનું ઝાડ ચાલીને આંગણા આગળ ઉભું છે. અરે, એને હાથનો તો પારજ નથી, એને તો અંદર આવવું છે.

પાર્વતી.—નક્કી એ તો બાણ. એનું ભવિષ્ય એને ઠીક વેળાએ ઘસડી લાવ્યું.

કાર્ત્તિકસ્વામી.—માતાજી, આપનું કેહેવું યથાર્થ છે. મહાજનની રીઝ અથવા બીજની વેળામાં યાચક આવે, તો ઘણું કરીને, તેવા પ્રસંગને અનુસરતું ફળ તેને મળે.

પાર્વતી.—ત્યારે શું, આ ફેરે પણ, કાંઈ યાચના કરવા આવ્યો હશે?

કાર્ત્તિકસ્વામી.—એ સ્વાર્થ વિના કોઈ વાર આવ્યો આપને સાંભરેછે.

પાર્વતી.—જોઈયે વારૂ, આજે કેવું ફળ કાહાડી જાયછે. અનુચર, જા, તું એને પ્રવેશ કરાવ.

અનુચર.—બહુ સારૂં માતાજી. (જાયછે.)

બાણાસુર પ્રવેશ કરેછે.

પાર્વતી.—(સ્વગત) અરે, એની ઢબછબ ઉપરથી એ મદાંધ થઈ ગયેલો જણાયછે.

બાણ.—(બેદરકારપી નમન કરીને) માતાજી, શિવજી ક્યાં છે?

પાર્વતી.—(સ્વગત) (દુહો)

તે કંઈ દેખી નવ શકે, જેને આંખ ન હોય,
મદાંધ દેખે નહિ કશું, હોય આંખ પણ તોય.

( આસન ) કેમ શું કામ હતું ?

બાણ.—મારા હાથમાં બળ માતું નથી, માટે મારી સાથે યુદ્ધ કરી શકે એવો યોદ્ધો માગવા હું આવ્યો છું.

પાર્વતી.—હવણાં શિવજી સમાધિસ્થ છે. કોઈ બીજી વેળાએ આવજે, તને કશાની એ ક્યારે ના કહેછે ?

બાણાસુર.—ના, તે મારાથી એમ બનવાનું નથી. યોદ્ધાના ઉપર પ્રહાર કરવાને મારા હાથ સળવળી રહ્યા છે, માટે આ હું શિવને જગાડું.

પાર્વતી.—બાણ, તું શું કરવા જાયછે ? તને ખબર નથી કે તું એમની સમાધિ ભંગ કરીશ તો તારા ઉપર કોપશે.

બાણ.— એ કોપશે તો મને કોપતાં ક્યાં આવડતું નથી. ( શિવને ઢંઢોળેછે. )

કાર્ત્તિકસ્વામી.—ઉપકારનો આ પ્રમાણે અપકાર. ( તેને ઝાલીને પછાડેછે તે ગડબડથી શિવ સમાધિમુક્ત થાયછે. )

બાણ.—( સ્વગત ) અરે, બહુ કૂટાયો. આવો યોદ્ધો મળે તો મને પૂરોજ કરે. પણ હશે થવાનું હશે તે થશે.

શિવ.—અરે, આ શું છે ? કોણ, બાણ આવ્યો છે ?

બાણ.—હા, પિતાજી.

પાર્વતી.—એના હાથમાં જોર માતું નથી, તેથી યોદ્ધો માગવા આવ્યો છે.

શિવ.—( હસીને ) ગાંડો રે ગાંડો.

પાર્વતી.—હા, ગાંડો તો ખરો, નહિકર આપને આ પ્રમાણે ઢંઢોળીને સમાધિમાંથી જગાડે ?

શિવ.—છોકરાં છે, શું કરિયે ? છોરૂ કછોરૂ થાય પણ માબાપથી વિરૂદ્ધ થવાયું ?

બાણ.—મારા ઉપર આપની કૃપા હોય તો મારી સાથે યુદ્ધ કરે એવો યોદ્ધો આપો.

શિવ.—વિચાર, બાણ વિચાર, છેક મૂર્ખ ના થા.

પાર્વતી.--આપની તે આ ભલમનસાઈ કેવી કેહેવાય? (તેમના કાનમાં કાંઈક કેહેછે.)

બાણ.--મારે તો એજ જોઈયે.

શિવ.—(ક્રોધે થઈને) અસ્તુ!

બાણ—યોદ્ધો પ્રકટ થયો હું શાથી જાણીશ?

શિવ.—(વિચાર કરીને) કાર્તિક, આપ તારો મયૂરકેતુ એને. બાણ, લે, એ જ્યારે પડે ત્યારે તારો યોદ્ધો પ્રકટ થયો જાણજે.

બાણ.—ઠીક, પણ તે કોણ હશે?

શિવજી.—તારો જમાઈ; જા એમજ નિર્માણ છે.

બાણ.—હેં, એમજ? વારૂ ઠીક છે. (નમન કરીને જતાં જતાં સ્વગત) હું ઓખાને પરણાવીશ ત્યારે પીડામાં આવી પડીશકની. એને એક-દંડિયે ચડાવી દઈશ, અને પ્રધાનને ને વિદૂષકને આડુઅવળુ સમજાવી મારા પક્ષમાં લઈશ, એટલે દેવીનું કાંઈ ચાલશે નહિ. કદાપિ એ બંને મારી ઈચ્છા પ્રમાણે નહિ વર્ત્તે, તો પછી એમની શુદ્ધિ ઠેકાણે આવે એવો ઉપાય કરતાં મને ક્યાં આવડતો નથી.

---

## અંક ૩ જો.

---

### પ્રવેશ ૧ લો.

સ્થલ, બાણાસુરનો દરબાર.

વિદૂષક.—(ઉતાવળો પ્રવેશ કરીને) ના વયસ્ય, મારૂં પેટ નહિ ભ-રાય તો હું તેમાં ઘાસ ભરીશ; ઢોર ઘાસથીજ જીવે છે તો.

બાણ.—(તેની પછવાડે પ્રવેશ કરીને) તું ઢોર જેવો છે, એટલે તારા ભાગ્યમાં ઘાસજ લખ્યું છે.

વિદૂષક.—ભલે. આખું જગત તમારા ઉપર જીવતું હશે, નહિ વારૂ?

બાણ.—મારા નહિ તો કોના ઉપર જીવે છે? મારૂં ખાઈને તાતો

માતો સિંહના પાંજરામાં. પૂરવા જેવો થયોછે, તે અમસ્થો થયો હઈશ?

વિદૂષક.—આજથી રહ્યું. તમે તમારે રસ્તે ને અમે અમારે રસ્તે. ( ચાલવા માંડેછે.)

બાણ.—( તેને અટકાવી રાખીને ) બ્રાહ્મણ ભાઈનું ભાગ્યજ ટુંકું હોય; તૈયાર રસોઈ ઉપર બેસવાનું મુકીને કાં દુઃખી થાયછે? અને કદાપિને તું મારી પાસેથી જઈશ, તો મારૂં બધું અટકી પડશે? જોહ, તું જઈશ એટલે તો કાગડા કાળા મેશ થઈ જશે, નહિ વારૂ?

વિદૂષક.—ખબર પડશે ખબર. એવડા તરવારિયા છો, ત્યારે બિચારી ગરીબ છોકરીને દુઃખી કરવાના ઉપાય શું કરવાને કરોછો? એ આવ્યાથી વાંઝિયામેણું ટળ્યું, લોકોમાં સુખી ગણાયા, અને સંસારનો લાહો લેવાનો પ્રસંગ મળ્યો, તો હાથે કરીને અટકચાળાં શું કરો છો?

બાણ.—એ છોકરી મને કાળ જેવી લાગેછે. એના ઉપર કશો ઊમળકો આવતો નથી. અને આવે નહિ એમાં નવાઈ શી? પેટનાં છોરાં ઉપર જેટલો પ્રેમ ઉપજે, તેટલો, કરી રાખેલાં છોકરાં ઉપર ક્યાંથી ઉપજે?

વિદૂષક.—મહારાજ ક્ષમા કરજો. તમે ઢળતા ઢોળાવ જેવા છો. જે વેળાએ જેવા આવેશમાં આવી જાઓછો તે વેળાએ તે રૂપ બની જાઓછો. આગળ એના ઉપર પારવનું હેત બતાવતા અને હોંસથી રમાડતા.

બાણ.—નવેનવું મને થોડા દિવસ એમ લાગ્યું, પણ પછી તો આંખના પાટા જેવી થઈ ગઈ. દેવી ગાંડી છે જે એને માટે ગાંડી ઘેલી થઈ જાયછે, એ માથું પટકીને મરી જશે, તોપણ હું સ્વયંવર કરવાનો નથી, મારે એને નથી પરણાવવી.

વિદૂષક.—વયસ્ય, ડોસા કુંવારા રહ્યા સાંભળ્યા છે; પણ ડોશી કુંવારી રહી ઓછીજ સાંભળી છે. આ તમે શું બોલો છો? તમે એને પેલા સ્વર્ગે પોંહોંચેલા એકદંડિયા મેહેલ ઉપર ચડાવાનું કોહોછો, પણ દેવી તો કેહેછે, કે, જ્યાં હું ત્યાં મારી દીકરી. મહારાજ, મને પણ એ

ગરીબ છોકરી ઉપર બહુ દયા આવેછે. ખોટી શીખવણી કરવાના કામમાં હવે હું તો ઊભો નહિ રહું.

બાણ.—વયસ્ય, તું રાજનીતિ ભણ્યો નથી એટલે તારે ગળે વાત ઉતરતી નથી, એમાં તારો વાંક નથી, પણ જો સાંભળ, ડાહ્યો થા.

વિદૂષક.—વિનાપરાધે કોઈને દુઃખી કરવામાં રાજનીતિ ગણાતી હોય, તો મારે એ નથી શીખવી. તમે કોહો, કે, ભાઈ વિદૂષકજી, જો તમે રાજનીતિ શીખો તો તમને મારૂં આખું રાજ્ય આપી દઉં, તોપણ હું તે માન્ય કરૂં નહિ. ઈશ્વરે મનુષ્યાવતાર આપ્યો, તો કોઈનું ભલું કરવું તેને બદલે મને ઊંધું શીખવોછો ?

બાણ.—છાનો રેહે છાનો હવે. એ તો જાણ્યું તારૂં પાંડિત્ય. આમાં કોઈને દુઃખી કરવાનું ક્યાં છે ?

વિદૂષક.—વારૂ ત્યારે, આપની રાજનીતિના ડાબલાનું ઢાંકણુ ઉઘાડો, કે માંહથી પેંડો નીકળે છે કે બરફી તે હું જોઊં.

બાણ.—એકદંડિયો મેહેલ શા માટે કરાવ્યો છે તે તું જાણેછે ?

વિદૂષક.—ના મહારાજ, પણ કોઈ ડાંડાઈ કરે તેને ઉપર પૂરી મૂકવાને કર્યો હશે, પણ વારૂ, પ્રથમમાંજ ગરીબ બીચારી ઓખાને કેમ ચડાવો છો ?

બાણ.—જો સાંભળ, મારૂં સારૂ થાય એમાં તું રાજી કે કરાજી?

વિદૂષક.—કોઈને દુઃખ દીધા વિના તમારૂં સારૂ થાય તો હું રાજી.

બાણ.—તમારી બધાંની સલાહ નહિ માનતાં હું ઉદ્ધતાઈ કરીને શિવની પાસે યોદ્ધો માગવા ગયો, તો તેમણે કહ્યું, કે, અસ્તુ.

વિદૂષક.—શિવનું અસ્તુ કેહેવું તે અમસ્તુ કે સસ્તુ સમજવું નહિ, એમણે તો તે વસ્તુ મેળવી આપીને કર્યું ખસતુ.

બાણ.—એટલા માટેજ યોદ્ધાને ઉત્પન્ન થવા દેવો નથી.

વિદૂષક.—( ખુબ હશીને ) ત્યારે શું તમે હવે બાયલા થઈ ગયા? યોદ્ધો મળે તો હવે નથી જોયતો ? આટલા બધા ખોટા તડાકા મા-ર્યા, અને હવે કાંચળી પેહેરવાને ઉભા થયા ? ખરી વાત, જે ૯ ના કરે તે હાસ્યું કરે. હાસ્યા, હાસ્યા, એમ કોહોને હવે હ

બાણ.—બક બક શું કરેછે. રાજા આગળ કેમ બોલવું તે હજી તને આવડતું નથી. પૂરૂં સાંભળ તો ખરો.

વિદૂષક.—હું પ્રથમથીજ સરત કરીને રહ્યો છું, કે મને આવડશે તેવું બોલીશ. નિશાળે ભણવા ગયોએ નથી, ને હવે જવુંએ નથી. વારૂ કોહો.

બાણ.—મારી તો મરજી છે, કે યોદ્ધાની સાથે ખૂબ યુદ્ધ મચાવું. પણ વચ્ચે એક વાંકું છે.

વિદૂષક.—વાંકું હોય તો સીધું કરો.

બાણ.—પંચાત એટલીજ છે તો. જ્યારે તું વાંકો થાયછે. દેવી વાંકી થાયછે, ત્યારે વાંકાને સીધું હું એકલો કેમ કરી શકું?

વિદૂષક.—વયસ્ય, કેટલીએક વસ્તુઓ તો વાંકી તેમ પાંશરી.

બાણ.—એમ તે હતું હશે ?

વિદૂષક.—હા મહારાજ, એમ હોયછે. જુવો, ધનુષ્ય જેમ વાંકુ તેમ પાંશરૂં, કે બાણ જોરથી છોડી શકાય. અને બાણની અણી વાંકી તેમ પાંશરી, કે શત્રુના શરીરમાં પ્રવેશ કરે, એટલે તેને પાંશરૂ કરવા જનાર ઊલટૂં વાંકુ કરે. માટે તમે ખચિત માનો કે જગતમાં જે વાંકુ છે તેજ પાંશરૂં છે, અને એટલા ઉપરથીજ વાંકા થનારનો ભાવ વધારે પૂછાયછે. બીજનો ચંદ્ર વાંકો છે તો તેને બધા જોવાને આતુર થાયછે.

બાણ.—એમ તે હતું હશે, તું તો મૂર્ખ છે. કુંભાંડ કરતાં વધારે ડાહ્યો ખરોકની, જે એ પાંશરો થયો ત્યારે તું વાંકો થાયછે.

વિદૂષક—મહારાજ, પાંશરાનો પરિણામ વાંકો, ને વાંકાનો પરિણામ પાંશરો.

બાણ.—તારા બોલવામાં કશો ઢંગઢાળ નથી.

વિદૂષક.—ના વયસ્ય, ઢંગ તો છે, પણ ઢાળ નથી, એ વાત આપની ખરી; કેમ કે, જો ઢાળ હોય તો કુંભાંડની પેઠે હું પણ ઢળી પડ્યો હોઊં.

બાણ.—એની વાતનો ભેદ સમજ્યાવિના અમસ્થો ભાંજગડ

*.—મેદીમાં જેમ લાલાશ લપાઈ રહી હોયછે, ને લાડુમાં

જેમ ગળપણ લપાઇ રહ્યું હોયછે, તેમ કુંભાંડની વાતમાં ભેદ લપાઇ રહ્યો હશે, નહિ વારૂ ?

બાણ.—હા, હા, જો સાંભળ, પણ તારે કોઇને કાંઇ કેહેવું નહિ. યોદ્ધો પ્રકટ થનાર છે તે બીજો કોઇ નહિ પણ મારો જમાઇ, અને પેલો મયૂરકેતુ પડ્યો એટલે તે પ્રકટ થયો જાણવો.

વિદૂષક.—હેં ! ત્યારે તો ભેદ પાયો. એટલાજ માટે તમે ઓખાને એકદંડિયે ચડાવા ધારો છો ? અને સ્વયંવર કરતા નથી ?

બાણ.—હા, એટલાજ માટે. પ્રધાન કેહેછે, કે, ઓખાને પરણાવિયે ત્યારે પીડામાં પડિયેકની ?

વિદૂષક.—ઠીક, હવે સમજ્યો. ત્યારે એમ કોહોની, કે તમે પણ કંસની પેઠેજ કરવું ધાર્યું છે.

બાણ.—હા, બરાબર એમજ.

વિદૂષક.—પ્રથમ બડાઇયો મારી, ગર્વથી ગાજ્યાં કર્યું, ચારે બાજુએ ત્રાસ ઉપજાવ્યો, હીતની સૂચના ઉપર લક્ષ આપ્યું નહિ, શિવની સત્તા જાણી નહિ, ને મ્હોટે ઉપાડે યોદ્ધો માગવા ગયા. તેમણે જ્યારે આપ્યો, ત્યારે ઠગવાની યુક્તિ શોધી કાહાડી, પણ રાજાજી, જે બીજાને ઠગવા જાય તે પોતેજ ઠગાયછે; જે ઘણું થાય તે થોડાને; જે ઘણા કૂદકારા મારે તે વેહેલું થાકે. જ્યારથી તમે ઉદ્ધતાઇ કરી શિવની પાસે ગયા, ત્યારથી તમારૂં ભવિષ્ય નક્કી થઇ ચૂક્યુંછે. તે તમારૂં મિથ્યા કર્યું નહિ થાય. હૃદયશૂન્ય થયેલાને શુદ્ધ વિચાર સૂઝતો નથી, જાણ્યું ?

બાણ.—આ તું શું બકેછે. હું અને મારો પ્રધાન બંને હૃદયશૂન્ય, અને તું ડાહ્યો !

વિદૂષક.—હા મહારાજ, એ તો એમ ઠરી ચૂક્યું. મારૂં પ્રથમનું કેહેવું સંભારો, ગાણાથી કે ગમે તેથી આપનું હૃદય આરપાર દેખાય એવું થયું છે. ભવિષ્ય અટકાવાને કંસે કારીગરી કરી તેમાં તે ફાવ્યો નહિ વારૂ ?

બાણ.—બરાબર ચોકસ રહ્યો હોત તો કૃષ્ણનો પણ તે ઘાત કરી શકત. હું કાંઇ એના જેવો ગાફેલ નથી.

વિદૂષક.—ગાંડો માણસ એમજ કેહે, કે, હું ગાંડો નથી, પણ એનું એવું બોલવું, એજ એનું ગાંડાપણું છે, તે તેને સમજાતું નથી. તેમજ, આપ ગાફેલ નથી એમ બોલોછો, તે ગાફેલપણામાંજ બોલોછો. તમારે પ્રધાન મારા કરતાં ડાહ્યો હોય તો ભલે, પણ આ વેળાનું મારૂં વચન સ્મરણ રાખજો, કે શિવે નિર્માણ કરેલું મિથ્યા થવાનું નથી. તમારી કોઇ પ્રકારની કારીગરી ચાલવાની નથી.

બાણ.—હવે જાણી તારી છત. જા દુષ્ટ, પેટ ભરા, મારે તારી સલાહ જોયતી નથી, મારે તારો આશ્રય જોયતો નથી, અને મારે આજથી તારૂં મ્હો જોવું નથી. દેવી કદાપિ નહિ સમજે, તો હું દેવીની પણ દરકાર રાખતો નથી. એ કોણ? એની સત્તા શી? હું તોજ એ, અને મારી સત્તાને લીધેજ એની સત્તા.

વિદૂષક.—મહારાજ, આપ એમના ઉપર શું કરવાને કોપ કરોછો? મારૂં કેહેવું આપને રૂચતું ના હોય તો ભલે. આપ મારૂં મ્હો જોવાને હવે ઇચ્છતા નથી તો ઠીકજ છે. મારો પણ હવે અહિ રેહેવાનો ઘાટ નથી. ખરી વાત, જેને ખરૂં બોલવાની ટેવ પડી હોય છે તેનાથી ખરૂંજ બોલાઇ જવાયછે. અને તે પ્રમાણે હું આપની પાસેથી છૂટો પડતા પેહેલાં કહુંછું, કે આપની કરી રાખેલી મસલહતમાં મને ભૂલ જણાયછે. યોગ્ય ઉપાય મને એ દીસે છે કે મહાદેવની પાસે જઇને ક્ષમા માગવી, કે, પ્રકટ થનાર યોદ્ધો મારો જમાઇ થવાનો છે તો મારાથી એનું અપમાન થાય નહિ, અને એનાથી મારૂં અપમાન થાય નહિ, અને મારી હાલની સ્થિતિ કાયમ રહી મારૂ આખું કુટુંબ સુખી રેહે એમ કરો.

બાણ.—જા, જા, હવે તું તારૂં કાળું મ્હો લઇને. મને જે સૂઝશે તે હું કરીશ.

વિદૂષક.—( જવા માંડેછે )

બાણ.—પણ રેહે; મારી ગુહ્ય વાત, લોકમાં પ્રસિદ્ધ કરવાને હું તને છૂટો મૂકવા નથી ચાહાતો. અરે, કોણ છે હાજર.

હજુરી.—જી મહારાજ, હું હાજર છું.

બાણ.—આ વિદૂષકને સમીપના કારાગૃહમાં દાખલ કરાવ.

હજુરી.—ચાલો વિદૂષકજી, પધારો.

વિદૂષક.—રાજાની રીઝ અને ખીજ ઉપર જે વિશ્વાસ રાખશે તે મારી પેઠે ગોદા ખાશે. ( જાયછે ).

બાણ.—ભાઈની ભલાશે કોઈ માને નહિ, પેલો બ્રહ્મબંધુ હવે કાનસોરિયાં કરતો રેહેશે. પ્રધાનને એનું નામ દીધું હતું, અને એને પ્રધાનનું નામ દીધું, તો પણ બંને આડાના આડા રહ્યા. હવે એ બે મળશે ત્યારે મારો પ્રપંચ જાણશેકની? મૂર્ખ માણસો પૂરેપૂરૂ જાણે નહિ અને ડાહાપણ કરવાને મંડી જાય, પેલા કાર્તિકસ્વામિયે ઉંચ-કીને પછાડ્યો તે હજી લગણ સાલેછે; ત્યારે એના જેવો યોદ્ધો પ્રકટ થાય, તો પછી મારૂં પણ શું રેહે? મારા હજાર હાથના ચૂરેચૂરા કરી નાંખે, અને ત્રણે લોકમાં મારી હાંસી થાય, તો મારા પિતા પાતાળમાં રહ્યા રહ્યા લાજે, ને ઉંચું જોઈને ચાલેલા તે નીચું જોઈને ચાલવું પડે. માટે હવે તો જે ધાર્યું તે પારજ ઉતારવે સિદ્ધિ છે. કોણ છે હાજર.

પ્રતિહાર.—( પ્રવેશ કરેછે ) જી મહારાજ, આજ્ઞા.

બાણ.—પ્રતિહાર, કુંભાંડ ક્યાં છે?

પ્રતિહાર.—મહારાજ, મહાદેવીના બોલાવવાથી તેઓ અંતઃપુ-રમાં ગયાછે.

બાણ.—બોલાવી લાવ તેને અહિયાં, કેહેજે કે તમારા એકલાનું કામ છે.

પ્રતિહાર.—ઘણું સારૂં મહારાજ. ( જાયછે )

બાણ.—એ બધાં કાંઈ ભાંજગડમાં પડ્યાં હોય એમ દીસેછે, પણ ચિંતા નહિ. પ્રધાને રાજ્યમુદ્રા મારે સ્વાધીન કરી દીધી તેથી શું એનાથી છૂટાયું!

## કુંભાંડ પ્રવેશ કરેછે.

કેમ પ્રધાનજી, શી ભાંજગડમાં પડ્યા છો?

કુંભાંડ.—હવે મારે શી ભાંજગડ કરવાની રહી છે, મહાદેવી અ-તિશય ક્લેશ કરતાં હતાં, ત્યારે મેં તો સમજાવ્યું કે, મહારાજ જેમ કેહે તેમ કરો, પણ જેવી રાજ હઠ તેવી સ્ત્રી હઠ. ગરીબ બીચારી ઓખા તો જવાને તૈયાર થઇછે.

બાણ.—હાં ! તે શું કેહેછે ?

કુંભાંડ.—તે તો કેહેછે, કે, મારા પિતાજીની આજ્ઞા મારાથી લોપાય નહિ. તેમણે મારા ઉપર કૃપા કરીને મારે માટે ઈલાયદો મેહેલ બંધાવી આપ્યો છે, તો ત્યાં રેહેવાને શી હરકત છે. મને નહિ ગમે તો ક્યાં અવાય જવાય એમ નથી.

બાણ.—અવર જવર તો થવા દેવાનો નથી. પ્રધાન તમે હઠ છોડી દ્યો, લ્યો આ રાજ્યમુદ્રા પાછી. જાઓ, ઓખાને એકદંડિયે ચડાવી દ્યો.

કુંભાંડ.—મહારાજ, મેં ઘણા દિવસ કામ કર્યું, હવે હું નિવૃત્તિ ઈચ્છું છું.

બાણ.—તમારૂં વધારે મન દુખાય એટલા માટે હું ઝાઝું કેહેતો નથી, પણ એટલામાં તમે સમજો, એમ હું થવા નહિ દઉં.

કુંભાંડ.—આપની એવી ઈચ્છા થશે તો તે ઉલંઘન કરવાની મારામાં ક્યાં શક્તિ છે ?

બાણ.—પ્રધાન, મારો નિશ્ચય ફરવાનો નથી, માટે હવણાં તો મારી આજ્ઞા પ્રમાણેજ તમારે વર્ત્તવું.

કુંભાંડ.—( સ્વગત ) રાજા હઠ મૂકાવવી ઘણી કઠિણ છે; આપણે જ્યારે રાજ્યનુંજ ભલું ઈચ્છિયે છિયે, ત્યારે આડાઈ કરીશું તો માઠો પરિણામ થશે, વિપરીત બુદ્ધિ થઈ છે તેવામાં છોડી દઈશું, અને કદાપિને વિદૂષકના જેવી વલે કરશે, તો રાજ્યનું અને આપણું બંનેનું ખોટું થશે.

બાણ.—જુવો પ્રધાન, ઓખાની ગમતને માટે હાલ થોડા દિવસ રામા અને ચિત્રલેખાને એની સાથે તમે મોકલો, એટલે દેવીને જરા ઠીક લાગશે, આવો આપણે ઓખાને નવે મેહેલ દાખલ કરવાની ગોઠવણ કરિયે.

( જાયછે. )

---

# અંક ૪ થો.



## પ્રવેશ ૧ લો.

સ્થલ, એકદંડિયા મેહેલનું દીવાનખાનું.

ઓખા, ચિત્રલેખા, રામા, સોકટાં રમેછે.

ચિત્રલેખા.—રામા, લાવ છ ત્રણ નવ.

રામા.—( પાસા નાંખતાં ) જો, આ છ ત્રણ નવ.

ચિત્રલેખા.—સાબાશ રામા, સાબાશ.

રામા.—સખી ઓખા, આજે તને કેવી હરાવી છે ?

ચિત્રલેખા.—રામા, તું એટલી બધી હરખાઈ જઈશ નહિ. આજે જીતી તેમાં શું થઈ ગયું ? આપણી ચાર આંખો ને એની બે. એના ભીરૂના દા એનેજ નાંખવા, અને ભરવા પણ એનેજ. આપણા બેમાંથી જ્યારે તું ચૂકેછે, ત્યારે હું બતાવું છું, અને હું ચૂકું છું ત્યારે તું બતાવેછે, તો પણ ઘણી વાર એ આપણને હરાવેછે.

રામા.—પણ આજે તો આપણ જીત્યાં છિયે.

ઓખા.—હા સખી, મારો કોઈ ભીરૂ નહિ, એટલે તું હરાવેસ્તો.

ચિત્રલેખા.—સખી, તું રમવા બેઠી ત્યારથીજ ઉંચા દીલથી રમીછે. બે ત્રણ વેળા તને ઉંડો નિશ્વાસ નાંખતાં મેં જોઈ. તું માન ન માન પણ આજે તો તારા વિચાર અતિશય ઉંડા ઉતરેલા જણાયછે.

ઓખા.—મારી પ્રિય સખિયો, તમારી સોબતથી મારા દિવસ ગંમતમાં જાયછે, તો પણ મને કાંઈ ગોઠતું નથી. મારૂં ચિત્ત કશામાં લાગતું નથી. સખી, મારી માતા અત્યારે શું કરતી હશે ? એને મારાવિના ગમતું હશે ? મારે માટે એ અમુઝાતી નહિ હોય ? ( રડેછે )

ચિત્રલેખા.—પ્રિય સખી, તું અકળા નહિ.

રામા.—જા બેહેન, તું એમ કરીશ ત્યારે તો અમારાથી પણ રડાશે.

ઓખા.—( બંનેને બાથમાં ઘાલીને ) મારી વાહાલી સખિયો, મને મુકીને એ કોઈ દિવસ કાંઈ પણ મ્હોમાં મુકતી નહિ, તે હવે પેટ ભરીને શી રીતે ખાતી હશે ?

ચિત્રલેખા.—બાપુ ! બાધાવિના કોઇને ચાલેછે ?

ઓખા.—મને જરા કાંઈ થાય તો એનું કાળજું કોરાઇ જતું, અને મારા વાહાલા પિતાજીને મારો સ્વયંવર ઉતાવળથી કરવાને વારે વારે કેહે કેહે કરતી, એટલી બધી તે મને સુખી કરવાને અધીરી હતી, તો હું હવે એની પાસે નથી, તેથી મારા વિષેના વિચારમાં ને વિચારમાં એ ચિંતાગ્રસ્ત થયેલી બાવરી બાવરી ફરતી હશે.

ચિત્રલેખા.—તને ગમે તેમ કરીને પણ આનંદમાં રાખવાને અમને તેમણે બહુ કહ્યું છે. પણ તેમના કેહેવાથીજ અમે તને સુખી રાખવા પ્રયત્ન કરિયે એમ નથી; તારૂં આટલું બધું હેત જોઇને અમે જે ના કરિયે તે ઓછું છે.

રામા.—અમારૂં ઉપજતું હોય તો તારા જેવોજ રૂપાળો વર તને આણી આપિયે. ખરે, હવે તું ખરેખરી વરવા જેવી થઇછે.

ચિત્રલેખા.—(રામાને એવી વાત નહિ કાહાડવાનો અણસારો કરીને) આવો, આપણે એક બાજી રમીને રહી જઈયે.

ઓખા.—મારી બે આંખમાં મળનારી બીજી બે આંખોનો ભીરૂ મળ્યાવિના હવે હું કોઇ દિવસ જીતનારી નથી.

રામા.—બાપુ, તે તને હવે સત્વર મળશે. તારૂં પેહેલી વારનું મર્મનું બોલવું હવે હું સમજી.

ચિત્રલેખા.—(તેને ફરીને નહિ બોલવાનો અણસારો કરતાં) ચાલ્ ચાલ્ આવ્ સખી, આ ફેરે તો તું જીતીશ. લે આ તારી માનીતી લાલ સોકટિયો. (તેના ભણી નાંખેછે).

રામા.—એમ અણસારા શું કરવાને કરેછે, મનમાનીતો ભીરૂ મળ્યાવિના એનાથી ના જીતાય એમાં એ શું ખોટું કેહેછે? તારે કુંવારાં રેહેવું એટલે બધાંને તારા જેવાં રાખવાં હશે. હું આ આપણી સખીનાથી ન્હાની તો છું, તોપણ પિતાજી મને યોગ્ય વર સાથે પરણાવે તો હવણાં હું આદરથી પરણું.

ચિત્રલેખા.—પરણવામાં શું સુખ છે, જે તને પણ આદર થાયછે?

ઓખા.—સખી, મારો પતિ મારે પોતેજ ખોળી કાહાડવો—

ચિત્રલેખા.—અને તેથીજ સ્વયંવર કરવાની અગત્ય તેમને લાગતી નથી.

ઓખા.—પણ આ જગ્યાએ મને મારો સ્વામી ક્યાંથી મળી આવશે ? સખી, મારૂં શું થશે ! આવો મારો અવતાર કેમ જશે ?

ચિત્રલેખા.—બાપુ, તું ચિંતા કરીશ નહિ. રાજાજિયે ઘણા દેશ જીત્યા છે, અને ઘણા રાજા અને કુમારો જોયેલા છે, તેમાંથી કોઈ એમની નજરમાં તારા યોગ્ય આવ્યું નહિ હોય, તેથી સ્વયંવર કરતા નહિ હોય.

રામા.—ખરી વાત, એમજ હશે. તું રૂપગુણની ભરેલી અલૌકિક છે, તેથી તારી જોડી મળવી ઘણી દુર્લભ છે. કોણ જાણે કયાય ભાગ્યશાળીનું ભાગ્ય તારે માટે જોર કરતું હશે.

ઓખા.—સખી, હું ઈચ્છું છું, કે મારૂં ઠેકાણું પડે તો મારી માતાની કાળજી ઓછી થાય, અને તેને જંપ વળે. મારા પિતાજીની પણ ચિંતા દૂર થાય, પણ એ દિવસ તે કોણ જાણે ક્યારેય આવશે. આપણે અહિં રહ્યાં રહ્યાં શી તપાસ કરિયે, કે જેથી મનનો માન્યો, અને આંખનો ભાવ્યો કાન્ત મળે ! અરે, પોતાને યોગ્ય, એવા સ્વામીની સેવા કરવાનો જેને લાભ મળ્યો નહિ, તેનો અવતાર એળે ગયો સમજવો.

ચિત્રલેખા.—સખી, સ્વતંત્રતા ખોવાના વિચાર શું કરવા કરેછે, પારકી સેવા ઉઠાવવી એમાં શું સુખ છે ?

ઓખા.—પારકાની સેવા ઉઠાવવાની હોય તો તું કેહેછે એ ખરૂં, પણ પોતાનાની સેવા ઉઠાવવામાં અતિશય સુખ છે. મારી વાહાલી સખિયો, મારી પેલી કવિતા તમે મારીસાથે ગાવા લાગો, એટલી ગાઇને પછી આપણે ઉંઘી જઈશું.

ચિત્રલેખા.—હા સખી, જો પેલી અપ્સરાઓ તારી માતાએ તારી ગમતસારૂ મોકલેલી આવેછે તે પણ આપણને ગાવા લાગશે.

અપ્સરાઓ પ્રવેશ કરેછે અને સર્વે ગાયછે.

લાવણી.

" ગુલ ચમન પરા બિછુવા બડા ઝેરી હે;
કૌં કરકે બાગમે જાઊ મેરા બૈરી હે. " એ રાગ.

મુજમિથ્યા જીવતર થયું, નૂર સૌ ગયું, કશું નહિ સારૂં,
ક્યમ દિવસ દોહલા જશે, થશે શું મારૂં. ટેક.
આ પાલવનો આકાર, અસિની ધાર સમાનજ લાગે.
પણ કરે હૃદય નહિ કતલ, ભીડ નવ ભાગે. ૧
આ વસ્ત્ર ઉપરની લેહેર, લેહેર જો આણે,
બની નાગ કરે દિલ ડંશ, ઠીક જીવ જાણે. ૨

ઝુલ૦

સખિ લવાય એમજ લવી, આમ કે'વું છે,
નહિ થાય એહવું કશું, દુઃખ સે'વું છે,
પામી પીડા દિલમાંહ, બળ્યાં રે'વું છે,
પડી ચકળી આગની માંહ બન્યું એવું છે.
નહિ પાપી જીવડો જાય, હવે શું થાય, દીલ દુઃખ ધારૂં,
મન વળે નહિ કાંઈ જંપ, જીવ ક્યમ ઠારૂં. ૩ મુજ. ૧
આ હીરા મોતી શણગાર, કરે ડિલભાર, ગમે નહિ જરિયે,
છે ખાન પાન તો ઝેર, હવે શું કરિયે. ૧
આ ચંદ્રકાન્તસમ મણિ, લાહાય તેતણી મુને લાગેછે
આ સિતલકાર ઉપચાર, આગ ભાસેછે. ૨
આ સમય મુને સમજાય અરે મરવાનો;
નવ સૂઝે કાંઈ ઉપાય, કશું કરવાનો;
છે તારો મુજભાગ્યનો, ખરે ખરવાનો;
ક્યમ કરૂં હવે ઉપચાર, જરી ઠરવાનો.
જો મોત થાય તો ઠીક, કાંઈ મન બીક, નહિ હું ધારૂં,
છૂટયાનું આ દુઃખથકી, એજ છે, બારૂં. ૩. મુજ. ૨
છે વરવાનો બહુ ભાવ, લેઊં હું લા'વ, એમ દિલ આવે,
પણ મનગમતો પ્રિયપ્રાણ કોણ અહિં લાવે. ૧
છે મુને ઘણા મન કોડ, જોઈ ઠીક જોડ, વરીને રાચું,
મુજ પ્રાણ ઈશ પધરાવ, જિગરથી જાચું. ૨
મળું ગુણી વર! ગાઈ તુજ ગુણ તને ગવરાવું,

તુને જણાય જો કાંઇ ખોડ તરત સુધરાવું;
નિર્મલ નિરથી મુજ અમિત સ્વામિ નવરાવું,
કરી ભાતભાતના ભાત, પાક ખવરાવું.
પણ તુજવણ આંધળી નાર, ગણું નહિ સાર, હશે ક્યાં ચારૂ
ઓ થનાર મારા નાથ, ઠામ ક્યાં તારૂં. ૩. મુજ૦ ૩
રે, નાથ સુણી મુજ દાદ, ધરીને યાદ પ્રિયાતુજ સારી,
અહિં આવી કર ઝાલી લે મુને ઉગારી. ૧
ઝટ નહિ તો જાશે પ્રાણ, ન સુધરે હાણ, પછી શું કરશો,
જો હશે ખરો તુજ પ્રેમ, અરજ ઉર ધરશો. ૨
જયમ હરિણ વિનાની હરિણી બાવરી ભટકે,
જયમ વિયોગી ચકવી ચકવા વિરહે ન ટકે,
જયમ જળથી વિખુટી માછલી જીવી ન શકે,
ત્યમ કરી માહરી ગતિ કામને કટકે.
ઓ! આવ, પ્રાણના પ્રાણ, સુખની ખાણ, ઠરીને ઠારૂં,
તું ખરૂં માનીને પા પી પ્રેમનો દારૂ. ૩ મુજ૦ ૪

(ત્રણે જણી પોતપોતાંને સ્થાને સુઈ જાયછે.)

**ચિત્રલેખા.**—(ઉઠીને) હવે મારો જંપ ગયો, મારી સખીને હું તે સુખી શી રીતે કરી શકીશ? મારૂં ચાલે, તો આખું બ્રહ્માંડ ફરી વળીને એને યોગ્ય વર આણી આપું, પણ હું તો ખરેખરી લાચાર છું.

નારદ અન્દર પ્રવેશ કરેછે.

અરે! આવી જગ્યામાં આ કોણ?

**નારદ.**—ચિત્રલેખા, તું ગભરાઇશ નહિ. હું નારદ તને સાહાય કરવા આવ્યો છું. તારી આ સખી પ્રત્યેનો તારો ધર્મ તું બજાવી શકવાને અશક્ત છું, તો એ દેવકન્યા છે, તેથી એને સુખી કરવી જોઇયે, માટે હું તને ઉપાય બતાવું છું.

**ચિત્રલેખા.**—દેવર્ષિ, ત્યારે તો આપનો મ્હોટો આભાર થાય.

**નારદ.**—ઓખાને આ પ્રમાણે દુઃખી કરી છે, તે જાણીને મહાદેવી પાર્વતીને અતિશય કોપ ચડ્યો છે. તેમને પણ આ ગરીબ અને

ભલી ઓખાની પૂરી કાળજી પેઠી છે; માટે તું તારી શક્તિ વાપરવાને સંકોચાઇશ નહિ.

**ચિત્રલેખા.**—મારી શક્તિ એને સુખી કરવા જેટલી હોત તો હું ચૂકત નહિ, હું ગરીબ અબળા શું કરી શકું ? પાર્વતી માતાએ કહ્યું છે, કે, વૈશાખ શુદ્ધ ૧૨ ને દિવસે એને સ્વપ્નમાં આવશે તે એનો પતિ થશે, પણ તે દિવસ તે કોણ જાણે ક્યારેય આવવાનો હશે. અમે આ સ્થાનમાં કાંઇ જાણતાં નથી, કે આ તે કિયો મહિનો ચાલેછે, અને કેઇ તિથિ, કે વાર છે.

**નારદ.**—મહાદેવિયે નિર્માણ કરેલી તિથિ આજેજ છે.

**ચિત્રલેખા.**—હેં ? ત્યારે ઓખા એના પતિને આજે સ્વપ્નમાં જોશે ?

**નારદ.**—હા.

**ચિત્રલેખા.**—મહારાજ, ત્યારે, આપ કૃપા કરીને, મારે શું કરવું તે બધું બતાવતા જાઓ. આ એકાન્ત સ્થાનમાં હું નિરૂપાય છું.

**નારદ.**—ચિત્રલેખા, બકરામાં ઉછરેલા વાઘની પેઠે તું ભાન ભૂલી છે, તેથી તારી શક્તિ તને ખબર નથી..

**ચિત્રલેખા.**—મારી તે શી શક્તિ ?

**નારદ.**—સાંભળ; પેલે અવતાર ઇન્દ્રના ગાંધર્વ, ચિત્રરથની ત્રણ કન્યાઓમાંની તું વડી હતી.

**ચિત્રલેખા.**—હેં નારદ !

**નારદ.**—હા; તારા પિતાએ તમને ત્રણેને કહ્યું, કે. તમારો લગ્નારંભ કરવાનો છે, માટે તમે ત્રણે પોતપોતાના વરવિષેનું ચિંતવન કરી રાખો. બે એ તો તે પ્રમાણે માન્ય કર્યું, પણ તેં તો પરણવાની ઇચ્છા બતાવી નહિ.

**ચિત્રલેખા.**—ત્યારે તો હું પ્રથમથીજ એવું કરતી આવી દેખાઉછું.

**નારદ.**—હા, પછી તું, મેનકા, ઉર્વશી, ઇત્યાદિની સાથે રહીને નૃત્યકળામાં અતિશય કુશળ થઇ સર્વેને રીઝવવા લાગી, પણ

તેથી તો તારા પિતાને ક્રોધ ચઢ્યો, અને તને શાપ દીધો, કે, જા તું અસુરકુળે અવતરજે.

ચિત્રલેખા.—હેં? અને તેથીજ હું આ અસુરકુળે અવતરી?

નારદ.—હા, એથીજ, પછી તેં પણ તેને શાપ દીધો, કે, "જા તું પણ અસુરકુળે અવતરજે."

ચિત્રલેખા.—ત્યારે, શું મારા કુંભાંડ પિતાજી એજ ચિત્રરથ? અરે, મેં આમ તે શું કરવા કર્યું હશે?

નારદ.—ક્રોધમાં એવાંજ કામ થાય! આ અવતાર તું ભાન ભૂલી છે, તે, તે અવતારના તારા ક્રોધાગ્નિને લીધેજ.

ચિત્રલેખા.—ખરી વાત, એટલામાટેજ ક્રોધના આવેશમાં આવીને કાંઈ કરવું નહિ. અરે, તે વેળાએ મેં જે કામ કર્યું, તેનો પસ્તાવો હવણાં થઈને, મને લાજ આવેછે. અહો, આ શો ચમત્કાર! નારદમુનિ, મારો તિમિરપટ હવે દૂર થયો! મને હવે અગમ નિગમ બધું સૂઝવા લાગ્યું!

નારદ.—મહાદેવી, પાર્વતીની કૃપાથી એમ થયું જાણજે. પોતાની પુત્રી ઓખાને સુખી કરવાનું સાધન તને ઠરાવીને તેમણે તને મારી સાથે આશીર્વાદ પોહોંચાડ્યો છે, કે, તારા ક્રોધના આવેશનો પસ્તાવો થતાંવારજ તારો તિમિરપટ તૂટશે.

ચિત્રલેખા.—હા, એમજ થયું. એમની તો પેલા અવતારથીજ મારા ઉપર રીઝ છે. મેં શિવપાર્વતીને તપ કરીને રીઝવ્યાં હતાં, અને તુષ્ટિદાનમાં માગ્યું હતું, કે, હું સ્વેચ્છાએ ખેચરી રૂપે સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળ આદિ સર્વે જગ્યાએ સંચરી શકું એવું કરો, તો તે પ્રમાણે તેમણે વરદાન આપેલું છે.

નારદ.—હા, હવે તને આગળનું જ્ઞાન થયું.

ચિત્રલેખા.—વળી, રત્નચૂડની કન્યાના સ્વયંવરની વેળાએ ઈશે, મને અમર કરી છે; અને બ્રહ્માએ પોતાની પુત્રી સ્થાપીને વિધાત્રી નામ આપી સર્વેનું ભવિષ્ય લખવાનું કામ સોંપ્યું છે. હા, હવે હું બધું જાણી ગઈ.

**નારદ.**—તારે શું કરવું તે હવે તેં જાણ્યું. પાર્વતીનો મોકલ્યો હું અહિં આવ્યો છું, તે હવે, તને જ્ઞાન થયાના સમાચાર કહેવાને જાઉંછું. તને તારી આ સખીના કામમાં કાંઈ કહેવું પડે એમ નથી. એ અતિશય સુખી થાય એવો આશીર્વાદ ઉમાદેવિયે એને દીધો છે, તે ઘટિત રીતે તું સાર્થક કર. તેમાં મારી અગત્ય પડે તો તું મારૂં સ્મરણ કરજે, એટલે હું આવીને તને સાહાય થઈશ.

**ચિત્રલેખા.**—મહર્ષિ, હું આપનો આભાર માનુંછું. મહાદેવી પાર્વતીને મારા પ્રણામ સાથે કહેજો, કે, એ એનો ધર્મ બજાવવાને હવે નહિ ચૂકે.

**નારદ.**—બહુ સારૂં, વિધાત્રી, હવે હું જાઉંછું. ( જાયછે. )

**ચિત્રલેખા.**—આહા ! જગતની ઘટના કેવી છે? બનવાના પ્રસંગ એક બીજાના સંબંધમાં કેવા અંકુર પામેલા છે. ( સુવેછે. )

**ઓખા.**—( ઉંઘમાં ) ના, એમ થાય નહિ, ખરૂં કહેતાં રીસાવો છો શું કરવા ? ( એકાએક ગભરાઈ ઉઠીને ) અહો મહારાજ, અહો રાજકુમાર, તમે ક્યાં ગયા ?

**ચિત્રલેખા.**—સખી, સખી, તને સ્વપ્ન આવ્યું ?

**રામા.**—( ગભરાઈ ઉઠીને ) અરે, આ શું ?

**ઓખા.**—સખી, શોધી કાહાડ પેલા મનહર, સુંદર રાજકુમારને.

**રામા.**—અહિં વળી રાજકુમાર શો ? સખી, તું શું બોલે છે?

**ઓખા.**—રામા, દોડ, ઝાલ, પકડ. અરે, એ મારા હાથમાંથી જશે તો હું સદા દુઃખી થઈશ. એ મારી આંખના ભાવ્યા છે; મારા મનના માન્યા છે; અરે, એમણે વાત કરતાં કરતાં મને છતી લીધી છે. ચિત્રલેખા, તું કેમ આમ ઉભી રહી છે? તને મારી દયા નથી આવતી ?

**ચિત્રલેખા.**—ત્યારે, શું અનિરૂદ્ધે[1] તારા હૃદયમાં પ્રવેશ કર્યો ?

**ઓખા.**—હા, સખી, અને તેથીજ હું અટકાવી શકી નહિ. અરે, ચાહીને ઘેર આવેલાને હવે જવા દેવાય? બાપુ, આવા

1 વિના અટકયે.

આપણે ચારે ખૂણે એમને શોધિયે. એમને જોઈને હસતી આંખો હવે એમના વિના રડેછે. (ચારે બાજુએ શોધતી હોય એમ દોડમદોડા કરેછે.) અરે, એ જતા રહ્યા! બધા ગુણ સારા, પણ આવડા રીસાળ હશે એમ મેં જાણ્યું નોહોતું.

શમા.—આપણી સખી ગાંડી થઈ હોય એમ મને લાગેછે.

ચિત્રલેખા.—એ તો પતિની ઝંખના કરતી સૂતી, તેથી એને એવું સ્વપ્ન આવ્યું.

ઓખા.—હેં! ત્યારે, એ સ્વપ્ન હશે? પણ એમ ક્યમ હોય? મારી નજરે નજર મેં એમને દીઠા ને હવે શક શાનો! અરે, એમણે પીતવસ્ત્ર ધારણ કરેલું, કમળલોચન, શ્યામસુંદર, આજાનુબાહુ[1], અને હૃદયંગમ, એવા મને દુઃખમાં નાંખીને નાશી ગયા છે ને.

શમા.—વારૂ, એ શા માટે નાશી ગયા, કેમ રીસાવ્યા?

ઓખા.—એમણે મારા ઉપર અતિશય પ્રીતિ બતાવી કહ્યું, કે, મારો જીવ ગોઠવાનું સ્થાન તું છે, અરે, એટલુંજ નહિ પણ તું મારા જીવનો જીવ છે.

શમા.—એવો હેતાળુ વર તો બહુ સારો.

ઓખા.—સખી, મને નથી લાગતું, કે આ વર બીજી કોઈને મળ્યો હોય. એમણે મને કહ્યું, અનહદ પ્રેમ છે, તેનો લેશ ભાગ પણ તારો તો હું સંતોષ પામીશ. સખી, તે વેળાનાં સુખ દુઃખદ થઈ પડેછે. જે સુખનું સાધન તેજ થાયછે, તેનો અનુભવ મને હવણાંજ થયો. તું ગમે તે કર, મને તેનો મેળાપ કરાવ.

શમા.—પણ તું તો કાંઈક કેહેવ રીસ શાથી ચડી તે તો કેહેતી નથી.

ઓખા.—મેં તેમને ઉત્તર આ પણ મારો અનુભવ કાચો છે, મા

---

૧ ટટાર રેહેતાં જેના છેક ઢીં:

પ્રેમ તમારા ઉપર કેવો છે, એનો ખુલાસો કરતા પેહેલાં, તમે કોણ છો, તમારૂં કૂળ કેવું છે, તમે પરણ્યા છો કે કુવારા, ઈત્યાદિ તમારા સઘળા વૃત્તાન્તથી મને જાણીતી કરો તો, હું મારી સખિયોને, ને માતાપિતાને તે બધું નિવેદન કરીને પછી કહું. કેહે સખી, એમાં મારો દોષ છે ? જેની સાંથે આખો જન્મારો કાહાડવો તેનું બધું જાણી લીધા વિના એકદમ હા કેહેવાય ?

રામા.—ના, ત્યારે તો તારો વાંક નથી, એ તો તેં બરાબર કહ્યું; કોઈ ઠગારો આવીને ઠગી જતો હોય તેની આપણને શી ખબર પડે.

ચિત્રલેખા.—ત્યારે, તેણે તને નામ ઠામ કહ્યું ?

ઓખા.—ના સખી, એટલું પૂછતામાં તો તે રીસાવીને ચાલવા લાગ્યા. મેં કાંડું પકડીને ઝાલી રાખવાનું ઘણું કર્યું, પણ જેણે મને જીતી લીધી હતી તેના ઉપર જીત કેમ મેળવી શકું ? એ રળિયામણા, સોહાગી, મારા હાથમાંથી છટકી ગયા. અરે, એવો ખુલાસો તેમને પૂછવા કરતાં, તમારી મારફતે પૂછાવ્યો હોત તો ઠીક થાત, પણ તે વેળાએ તેટલું ડાહાપણ રહ્યું નહિ. અરે, એ કળાવાનની કળામાં મારૂં ભાન લપેટાઇ ગયું હતું તેથી સાન ચૂકી ને મારી આ દશા થઇ.

હે, અરે, એમનને સમજાવ, કે, એ ભૂલી, માટે એના

મારી વાહાલી સખી, તને આ સ્વપ્ન આવ્યું છે.

, શું તે મને હવે નહિ મળે ? સખી, હવે મારૂં

કેમ જશે ? સખી, જેને મેં દીઠા છે તેના વિના

મન મળનાર નથી, તો, હવે હું શું કરૂં, કે

મને ઉંધી જવા દે. જોઉં વારૂં સ્વપ્નમાં ફરીને

થતી ચિંતાએ મારી ઉંઘ નસાડી મુકી છે,

એ પાસે હતા તેથી હું ઉંઘમાં જાગતી

નથી, તેથી જાગતી છતાં ઉંઘતી થઇ

ઉપર છવાઇ ગયું છે, તો ઉંઘ ઉપર

! ( પાસે રામા હતી તેને બાઝેછે )

શમા.—ખરેખાત, તું હૃદયશૂન્ય થઇ ગઇછે. એમ હોય નહિ તો આવાં ઘેલાં કાહાડે? સખી, હું તારો પતિ નથી, પણ તેનું હેત તારા ઉપર હશે તે કરતાં વધારે હેત મારૂં તારા ઉપર છે.

ઓખા.—અરે, એનું હસતું મલકાતું મ્હો, અને હૃદય ઘા કરતી આંખો! પ્રત્યેક દ્રષ્ટિપાતે દેખું છું, પણ તે હાથમાં આવતા નથી ત્યારે શું કરૂં. અરે હું એમને ક્યાં શોધું, ક્યાં જાઉં, અને હવે શું કરૂં? અહો પ્રાણનાથ, મારી દયા જરા તો આણો.

ચિત્રલેખા.—તું ગભરા નહિ. આપણે ઉમયાજી માતા પાસે ગયાં ત્યારે તેમણે મને કહ્યું છે, કે, વૈશાખ શુદ ૧૨ ને દિવસે ઓખાને સ્વપ્નમાં જે મળશે તે એનો પતિ થશે.

ઓખા.—હેં સખી, ત્યારે એ મારા પતિ થશે? વચ્ચે કાંઇ વાંધો નહિ આવે, અને એ જેમ મને ગમ્યા તેમ સર્વ વાતે મારાં માત પિતાને ગમશે? કેવી સુખની વાત. સખી, તારાં વચનરૂપી અમૃતે મને જીવતદાન આપ્યું.

શમા.—ત્યારે, શું આજે તેજ દિવસ છે?

ચિત્રલેખા.—હા, માટે સખી, તું બળાપો કરીશ નહિ.

ઓખા.—ત્યારે, હવે તું તેને આણી આપ. મારૂં એમના ઉપર પૂરૂં મન હતું, તેમાં ઉમા માતાની સંમત્તિ મળી, એટલે હવે તો* છેક તેમના પ્રેમના વંટોળિયામાં વિંટળાઇ ગઇ. માટે તેનો ભેટો વેહેલો કરાવ. સખી, મને સુખી કરવાનું હવે તારા હાથમાં છે. હું તને વાહાલી છું તો મારા વાહાલાને તું આણી આપ. હવે મારાથી વાર વેઠાતી નથી મારા હૃદયમાં બિરાજમાન થયેલાનાં મને પ્રત્યક્ષ દર્શન કરાવ. એટલું કામ કર.

ચિત્રલેખા.—નામ ઠામવિના હું તને શી રીતે આ
જ્યારે તેની છબી તારા હૃદયમાં પેશી રહેલી છે ત્યારે
તાવ, એટલે, હું તેને ઓળખીને આણી આપું.

શમા.—લે, સખી, હું તને ચિતરવાની ર

ઓખા.—( ચિતરવાનો પ્રયત્ન કરતાં ) સખી, તે સર્વાંગ વ્યાપી ગયેલાને હું બાહાર બતાવી શકતી નથી.

રામા.—જો વળી, ચિતરવો હોય તેટલી ઘડી પણ હૃદયમાંથી કાહાડવો ગમતો નથી કે શું ?

ઓખા.—ના સખી, તે કાહાડ્યા નીકળતા નથી, કંપિત હૃદયમાં તે સ્થિર નથી, એટલે મારાથી ઓળખાતા નથી. મારો કર એમને પોતાનાથી કાહાડવાને ઇચ્છતો નથી તેથી તે ધ્રુજેછે. સખી, તું ચિતર, હું ઓળખીને તને બતાવીશ.

રામા.—એણે કે દાહાડે દીઠાછે જે એ ચિતરે.

ઓખા.—ત્યારે, હવે શો ઉપાય કરવો ? તુ મારી સખી છે તેથી મારા હૃદયમાં તારો પણ પ્રવેશ છે, તો તેની ગુફામાંથી તું એમને ઓળખી કાહાડ.

ચિત્રલેખા.—એક સ્થાનમાં બે વસ્તુ રહી શકતી નથી. મને તારા હૃદયમાંથી કાહાડીને તેં એને જગ્યા આપી, એટલે હું શું કરૂં? તેં તારે હાથે એવું કર્યું.

ઓખા.—સખી, પણ મારૂં હેત તો તારા ઉપર એટલુંને એટલુંજ છે.

ચિત્રલેખા.—વારૂ, ત્યારે હું ચિતરવા માંડુંછું, તેમાંથી જો તારો માનીતો હોય તો ઓળખી કાહાડજે.

ઓખા.—મારી વાહાલી સખી, લે આ સામગ્રી.

ચિત્રલેખા.—( આલેખતાં ) હવણાં મીઠી મીઠી વાણી બોચર, પણ ...તો મળશે ત્યારે બધું ભૂલી જઇશ.

...મા.—ખરી વાત છે, વાતો કરનાર મળશે, એટલે અમારી સાથે ... કરશે ?

...-સખિયો, એમ નહિ થાય, હું તમને મારાથી દૂર થવા

...ે, તેં આ શું આલેખ્યું ?

... આ ચિત્ર છે, એમાંથી કોઈમાં કાંઈ અંશ

મળતો આવતો હોય, તે જાતિ, વિસ્તારથી આલેખું. જો આ ગાંધર્વ, નાગ, સિદ્ધ, ચારણ, કિન્નર ચિતર્યા છે.

ઓખા.—સખી, મને તજી જનારની મુખમુદ્રા કોઈ જૂદાજ પ્રકારની મનહર છે, માટે આ જાતિમાં તે હોયજ નહિ.

ચિત્રલેખા.—સખી, જો આ યાદવકુલ આલેખ્યું છે, એમાં તારો પતિ છે! જો, આ.

ઓખા.—સખી, મારા થનાર પતિને ઓળખી કાહડવાને એટલી બધી ઉતાવળ થાયછે, કે બધા ભણી સામટું જોતાં એકેને પૂરેપૂરૂં નિરખીને જોવાને બનતું નથી. રેહે, મને ધારીને જોવા દે. (એકાએક હરખમાં આવી જઈને) અહો, આપ અહિયાં બિરાજમાન છો કે? ખુણામાં ઠીક સંતાઈ પેઠા છો તો! સખી, હું તારો પાડ માનુંછું. (છબી લઈને છાતી સાથે ડાબીને) મારા પ્રાણના પ્રાણ, જો આપે ફરીને દેખા દીધી ના હોત તો મારા પ્રાણ રેહેવાના નોહોતા.

રામા.—અરે, આમ શું ઘેલાં કાહાડેછે? એ તો કાગળ ઉપર છબી ચીતરી છે.

ચિત્રલેખા.—(હશીને) એનો ઉભરો એક વાર શમવા દે. સખી ઓખા, તારા સ્વામીને ભેટાય એટલું ભેટી લે, પણ જોજે, કાગળ ફાટી જાય નહિ.

ઓખા.—(શરમાઈ) હેં, આ કાગળ ઉપર બિરાજ્યા છે? સખી, મારી વાહાલી સખી, શાણી સખી, આ મારા પ્રાણપતિ છે, પણ એ કોણ છે તે હું ઓળખતી નથી, તું મને ઓળખાવ.

ચિત્રલેખા.—એ તો દ્વારકાપતિ શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નના લાડકા કુમાર અનિરૂદ્ધ છે. ત્રણલોકમાં એના જેવો કોઈ પરાક્રમી નથી. છે તો બાળવેશ, પણ પર્વતસાથે પર્વત પછાડીને ચૂરેચૂરા કરી નાંખે એવો બળવાન છે. ધન્ય છે ઓખા, તારી પ્રસન્નતા યોગ્ય સ્થાને પડી છે.

ઓખા.—હૃદયનો હેરક, પ્રેમનો છાનો દૂત, મનનો મોજી, સ્વછંદી.

ચિત્રલેખા.—માટેજ સ્વછંદ વેડા કર્યા. સખી, તારૂં હૃદય ત્યાં શી રીતે જઈ પોહોંચ્યુ?

ઓખા.—પાર્વતી માતાએ મારા પ્રેમનો છેડો આ હૃદયમાં ઘાલેલો, તેથી મારૂં હૃદય દોરાઈને ત્યાં ગયું. પણ સખી, તું કેહે, મારાં માતપિતા કાંઈ વાંધો તો નહિ કાહાડે ?

રામા.—વાંધા જેવું હોય તો ઉમામાતા યોગ આણે શાનો. અરે, આ તો આખું કુળ ચુટકું છે. લાવ, ઓખા, મને જોવા દે. પ્રત્યેકને જોતાં મને ઘણો આદર થાયછે. જો, જો, ઓખા, તારા અનિરૂદ્ધ કરતાં આ મૂર્તિ જાય એવી છે કે ? અહો, આખા જગતની લુચ્ચાઈ એની આંખમાં આવી ભરાઈ છે, એનું હસવું કેવું રાજેછે ! એના ગાલ ઉપરનાં ખંજન હૃદય સુસરાં નીજળી જાય છે.

ચિત્રલેખા.—ઓખા સાથે તારૂં પણ લગ્ન લાગ્યું કે શું ! તારામાં આટલી સમજણ આવી છે, એ તો મેં આજે જાણ્યું.

રામા.—( લજવાઈને ) આ કોણ જે ?

ઓખા.—બાપુ, તું પછી પૂછજે, પણ હવણાં મને પૂછવા દે. સખી ચિત્રલેખા, હવે તું એમને આણી આપ.

ચિત્રલેખા.—રામાની જીજ્ઞાસા પૂર્ણ કરવા દે. રામા, એ જાંબુવતીનો પુત્ર સાંબ છે.

રામા.—મને એ ચિત્ર બહુ ગમે છે. સખી, આટલો કાગળ મને ફાડી લેવા દે.

ઓખા.—સખી, સંભાળજે મારા અનિરૂદ્ધને કાંઇ અજા ના આવે.

રામા.—( ફાડી લઈને ) બહુ સારૂ, સખી, લે તારા પતિ.

ઓખા.—મારા પતિ આણી આપવાનું આ આપણી કળાવંતી સખીના હાથમાં છે. ચિત્રલેખા, મેં તારામાં આટલી બધી છત જાણી નો હોતી.

રામા.—અરે, એની બાકીની છત, તને તારો પતિ મેળવી આપશે ત્યારે જણાશે.

ઓખા.—મારી વાહાલી સખી, જો તારો ઉપાય ચાલે તો પૂર્ણ ચંદ્ર સરખા વદનવાળાને આણી આપ. અરે, એનું પ્રત્યક્ષ મુખકમળ જોવાનો મને લાભ નહિ મળે તો મારા પ્રાણ ટકશે નહિ, એવો

મારો સંદેશો કહીને, મારીવતી કરગરીને, થાય એટલા કાલાવાલા કરીને, અને હરેક પ્રકારે સમજાવીને અહિં તેડી લાવ. મારૂં એટલું કામ કર; હું જાણું છું કે આ કામ જેવું તેવું નથી, તો પણ મારા હૃદયે માની લીધું છે, કે તારાથીજ હું સુખી થઈશ.

ચિત્રલેખા.—સખી, હું તને વધારે અધિરી કરવા ઈચ્છતી નથી. આકાશમાં ગમન કરવાની મારી શક્તિ છે. અને તે શિવપાર્વતીની કૃપાથી પ્રાપ્ત થઈછે તેનો ઉપયોગ તેમનીજ ઈચ્છા પૂર્ણ કરવાને હું પ્રથમ કરૂં છું, અને દ્વારિકાં જઈને તારા પતિને લઈ આવુંછું. તું ધીરજ ખમજે.

ઓખા.—હેં, એમ છે? ત્યારે તો બાપુ, તું બનતી ઉતાવળે વેહેલી આવજે. અને રસ્તામાં સાવધાની રાખજે. જોજે મારા પતિને કાંઈ થાય નહિ.

ચિત્રલેખા.—તારા પતિનો વાંકો વાળ થવા દઈશ નહિ. તું એ વિષે ઉંચો જીવ રાખીશ નહિ. (અંતરિક્ષ ગમન કરેછે.)

રામા.—આશ્ચર્ય! સખી, એ ?· · બિણીની પેરે ઉડી ??
સખી, એ નક્કી તારા કાન્તને
નથી. આ તો છાનું

ઓખા.—પા
?સાળ છે.

# અંક ૫ મો.



## પ્રવેશ ૧ લો.

### સ્થલ, દ્વારામતિ.

**ચિત્રલેખા અદ્ધર પ્રવેશ કરેછે, તેની પછવાડે સુદર્શન ચક્ર ધાયછે.**

**ચિત્રલેખા.**—અરે, આ સુદર્શન ચક્ર મારૂં માથું ઉડાવી દેશે, તો આતુરતાથી વાટ જોનારી મારી સખી નિરાશ થશે. હવે હું શું કરૂં? એ તો આ આવ્યું ધાતુ. અહો, નારદમુનિ, ત્રાહિ! ત્રાહિ! (એમ કહેતાં ગોમતીજળમાં પ્રવેશ કરેછે.)

**નારદ.**—(વીણાસહિત પ્રકટ થઈને) કોણ મારો આશ્રય માગેછે? શું, ચિત્રલેખા, ચિન્તા નહિ; યોભ સુદર્શન, એ કામ કૃષ્ણને ગમતું ન; માટે જા તું તારે માર્ગે. (સુદર્શન પાછું જાયછે) ચિત્રલેખા, નીકાર. તું અમર છે ને ડરેછે શું?

(કરીને) નારદમુનિ, ઓખાને સ્વ-
લેવા આવી છું; માટે
પ કરો.
નુકૂલ પડશે. તા-
ય રહી ૧

બકુલાંક.—પ્રિય અનિરૂદ્ધ, પાર તો નહિ હોય પણ ઘણે અંતરે પડી હશે તો.

અનિરૂદ્ધ.—　　( ગીતિ )

અંતર સાથે અંતર એક થયું તો, અંતર નવ જાણો;
અંતર ન મળે ત્યારે, સમિપ છતાં પણ અંતર અતિ માનો.

બકુલાંક.—જો એમજ હોય ત્યારે તો અવશ્ય એ સ્ત્રીને તમે વિસારી દો. જે સ્ત્રી કોણ જાણે ક્યાંય પડી હશે, તેમ છતાં, તમારા હ્રદયનો જેણે આટલો બધો કબજો કરી લીધો છે, તે જો કદાપિને તમને મળી, તો પછી, કેદીના કરતાં પણ તમારી ભુંડી વલે થશે.

અનિરૂદ્ધ.—મિત્ર, એનું જેવું રૂપ છે તેવાજ ગુણ છે, તો પછી તેણીના હ્રદયરૂપી કારાગૃહમાં નિરંતર કેદી રેહેવામાં હું સુખી ગણાઈશ. એના વિરહથી મારૂં શરીર કરમાય છે, નાના પ્રકારના અગેજા અને ચંદનથી વિશ્રાંતિ મળવાને બદલે, મને તે આગના અંગારાજેવા લાગે છે. હવે હું શું કરૂં ? જેને માથે કાંઇ આવી પડેછે, તેને કશો ઉપાય કરવો સૂઝતો નથી. તેમાં વળી મારૂં હ્રદય ચોરાવાથી હ્રદયશૂન્ય થઈ ગયો છું, તો પછી કશો પણ ઉપાય સૂઝવાનું, તારા વિના મારી પાસે બીજુ કાંઈ સાધન નથી. મેં આટલા દિવસ આ બધું છૂપાવી રાખ્યું, પણ મારાથી નંખાઈ જતા સ્વાભાવિક નિશ્વાસે, અને સોસાઈ જતા શરીરે મારી સાથે ઠગાઈ કરીછે.

બકુલાંક.—હા, એમજ થયું છે, અને એટલાજ ઉપરથી તમારા પિતા પ્રદ્યુમ્ન અને પિતામહ શ્રીકૃષ્ણજીનું બોલવું થયું કે, એ તે છોકરો છે, કે છોકરી.

અનિરૂદ્ધ.—એમ કેમ ?

બકુલાંક.—એ કેહે, કે, જો એ છોકરો હોય તો બેશી શું રહ્યો છે, મનવાંછિત સ્ત્રિયો પરણી લાવ્યા છિયે, તો એ પણ એમજ કરે.

અનિરૂદ્ધ.—એ વાત ખરી, પણ એ કોણ છે, એ હું કશું જાણતો નથી, એટલે હું શું કરૂં ? પણ લોકોમાં કેહેવાયછે, એ જો ખરૂં પડે, તો મેં એક કામ કર્યુંછે.

બકુલાંક.—અરે ત્યારે, તે હજી લગણ કેહેતા કેમ નથી.

અનિરૂદ્ધ.—હું સ્વપ્નમાંથી જાગ્યો કે તુરત ઉશીકેથી ઉઠીને પાંગથે માથું કરીને સૂતો.

બકુલાંક.—( હશીને ) બહુ મ્હોટું કામ કર્યું. એમ કરવે શું થાય?

અનિરૂદ્ધ.—એમ કરવાથી કેહેછે, કે, આપણને જેવું સ્વપ્ન આવ્યું હોય તેવુંજ સામાને આવે.

બકુલાંક.—એમ કદાપિને થયું, તો પણ તેથી તે શું વળવાનું છે? તમે શક્તિમાન છતાં નિરૂપાય બની ગયા છો, તો અબળા એકલી શું કરી શકશે?

અનિરૂદ્ધ.—મારામાં જે પ્રવેશ કરી શકી તેને તમે અબળા કાહોછો. અરે! એ તો પૂરી સબળા, હશે ( ગાયનનો અવાજ સાંભળી. ) જોની, આ વળી પાછું ગાંડપણ મલાવ્યું છે. મને સુખ થવાને અને ગમત મળવાને મારી માતા આ સ્ત્રિયો પાસે ગવરાવે છે, પણ એ શું કરેછે, શું ગાયછે. એ કાંઈ હું જાણુતો નથી. મારૂં ચિત્ત એકમાંજ પેઠું છે તે બીજામાં ક્યાંથી પેસી શકે.

બકુલાંક.—મિત્ર, બીજામાં જીવ પરોવાય તો એટલી વાર તને શાન્તિ વળે, માટે ચાલ્ આપણે ત્યાં જઈયે.

અનિરૂદ્ધ.—ભાઈ, એના પ્રેમના કોમળ પણ તીક્ષ્ણ અંકુરની અણિયે મારો જીવ પરોવાઈ ગયોછે તે હવે બીજામાં શી રીતે પરોવાય? પણ તું કેહેછે તો ચાલ્ હું તારી સાથે આવુંછું. ( જાયછે. )

### પ્રવેશ ૩ જો.

### સ્થલ, દીવાનખાનું.

**અનિરૂદ્ધ, બકુલાંક, સ્ત્રિયોનું ટોળું, ચિત્રલેખા અન્દર પ્રવેશ કરેછે. સ્ત્રિયો ગાયછે.**

“ કંગનવા મોરા કરસે સરક ગયો રે ” એ રાગ.

કુમાર કયા દુઃખથી સોસાઈ ગયા રે,
વિજાણુની મે'ર થાશે, કુંવરજી દુખડાં જાશે. કુમાર. ૧
માત એ કેહેછે રે, આશીષ દેછે રે, કુંવર ધરજે ધીર.

અલા ને બલા જાશે, કાલે તો સારૂં થાશે,
ધીરજ ધરવાથી ધીરજ વળે રે.　　કુમાર.　　૨

**ચિત્રલેખા.**—(અદ્રશ્ય નીચે ઉતરી આવીને) ગીત, વાદ્ય થાયછે, પણ કશામાં એનું મન ગોઠતું નથી, રહી રહીને નિશ્વાસ નાંખેછે, પુષ્પ-વાસ ઉપર કશી પ્રીતિ નથી, ગાત્ર નરમ થઇ ગયાં છે, તેથી સ્વેચ્છા પ્રમાણે કોઈ પણ અવયવનું ચલન વલન કરી શકતો નથી, વિરહ-વ્યાકુળ થયેલો દેખાયછે, માટે નક્કી કોઈ હરિણાક્ષિના ફાંસામાં એ ફસી પડ્યો છે.　　(સ્ત્રિયો ફરીને ગાવા માંડેછે.)

**અનિરૂદ્ધ.**—સબુર સબુર, તમે હવે વધારે શ્રમ લેશો નહિ. જાઓ તમે હવણાં, માતાજીને કેહેજો કે એ હવણાં પોહોડી જશે.

**સ્ત્રિયો.**—બહુ સારૂ કુમાર (તેઓ નમન કરીને જાયછે.)

**અનિરૂદ્ધ.**—મિત્ર, આવા સમારંભથી પ્રેમની લેહેર ઉલટી ચઢે કે ઉતરે ?

**બકુલાંક.**—પ્રેમના નિશામાં જરા પોહોડી જાઓ, એટલી વાર હું રાજસભામાં જઇ બેસુંછું, અને તમારા સંબંધી શી શી વાતો થાય છે, અને શા શા ઉપાય યોજાય છે, તેની તપાસ રાખુંછું.

**અનિરૂદ્ધ.**—બહુ સારૂ. તમને મારી ચિન્તા ના થાય તો કોને થાય? મિત્ર તમે જઈ આવો.　　(જરા આડો થાયછે.)

**બકુલાંક.**—ઠીક મિત્ર, હું જાઊંછું　　(જાયછે.)

**અનિરૂદ્ધ.**—(ઉઠીને) અરે, મને કાંઇ ચેન પડતું નથી. અહો પ્રાણપ્રિયા !　　(ગાયછે.)

ધનાશરીનું પદ.

"રામ નામ તું ભજલે પ્યારે ક્યુ મગરૂરી કરતા હે" એ રાગ.

પ્રિયા થઈ પીડા શું પાડે, આવી દર્શન દે પ્યારી,
નહિ તો મારો જીવડો જાશે, થાશે હાણ ઘણી ભારી. પ્રિયા
હઇશ કહિં પણ હૃદય વશી છે, જાણી નહિ પણ ૦
પૂરાતન પ્રીતિને પાશે, અહિયાં બાંધી આણીની
ઠેકડી કરી શું ઠેકી ચાલી, ઘટે ન દંપતિ દ
વાંક, ધુનો, અપરાધ ગણે તો, ક્ષમા મ

અહિં આવી કર આંખે દઈને, અધિરાને હશ આનંદે,
પણ રહી રહી તું રીબાવીને, રાજી ના રેહે સાનંદે. પ્રિયા. ૩

ચિત્રલેખા.—ચાલો, આ પ્રસંગ ઠીક આવ્યો છે. ( તેની પાસે જઈને હાથવતે તેની આંખો ઢાંકે છે. )

અનિરૂદ્ધ.—અહો, કોઈ કોમળ હાથનો મને સ્પર્શ થયો. એણે મારી વિનતિ ધ્યાને ધરી, પણ શું એ મારી પ્રિયા હશે? અને એના વિયોગથી મને કાંઈ થાયછે કે નહિ તેની પરીક્ષા કરતી હશે? ( ઉઠીને આસપાસ જોઈને ) અરે, હું અહિંયાં કોઈને દેખતો નથી, પણ સ્વપ્નની એની ચેષ્ટાના મને ભણકારા વાગી રહ્યા છે, તેથી સ્પર્શ થયો લાગ્યો હશે; નહિ તો જાગૃતસ્થિતિમાં એવો ભાસ થાય નહિ. લાવ જરાક આડો થાઉં, જો પાછું સ્વપ્ન આવે તો.

ચિત્રલેખા.—( સ્વગત ) ઠીક, એને પણ સ્વપ્ન આવ્યું દેખાયછે. અને તેવું પાછું સુખ ભોગવવાની આશાએ પોહોડ્યો છે.

અનિરૂદ્ધ.—( હાથે માથું મુકીને ) ભૈરવી અથવા બેહાગ.
"ચોલિયોરે મરીરે મસક ગઈ છીન" એ રાગ.
નયન રે ઓ મારી રે, મિંચાઈ કાં ન જાય?
અધિરી જોવાને, પ્રિયા પ્રાણ પ્યારીરે.
વ્યાકુલી વિરહ, ન વેઠાય. નયન ઓરે. ૧
( પાછો સુવેછે. )

ચિત્રલેખા.—અહો, હસ્તકમળમાં મુખકમળ કેવું શોભેછે. ( પાસે જઈ તેનું માથું ઉંચુ કરેછે. )

અનિરૂદ્ધ.—અરે, આ શો ચમત્કાર? અહિં હું કોઈને દેખતો નથી ને આ શું? ( ગભરાઈને આમ તેમ જોતાં ) અહો દીર્ઘાક્ષિ, તું કોઈ મહાશક્તિ હોઉં, અને આ પ્રમાણે મારી ચેષ્ટા જોતી હોઉં, તો મારા ..ર ભણી જો, અને મારા ઉપર દયા કરીને મને પ્રત્યક્ષ દર્શન દે. ' ઘડનારે પૂરી નવરાશ લઈને પ્રેમથી તને સુંદર ઘડી છે. તેમાં ' ઉત્તમ ગુણ મૂકેલા થોડા સહવાસમાં જે મારા જાણવામાં ‌ં દિગમૂઢ બની ગયોછું, એટલે તારી સાથે જોડાઈ ' લેવાને હું અતિશય અધિરો બની ગયોછું.

**ચિત્રલેખા.**—( સ્વગત ) રૂપ ને ગુણ બંને એને દિલ વસ્યાં દેખાય છે. ( તેનું કાંડું ઝાલવા જાયછે )

**અનિરૂદ્ધ.**—( ચિત્રલેખાનું કાંડું પકડવાનો પ્રયત્ન કરતાં ) ભૈરવી

છૂપી રહી સતાવે, અહો, મુને છૂપી રહી સતાવે.
ન મે'રી લે'રી લેહેર દઈ, મુને છૂપી૦ ટેક.
શા ધુના ને શા વાંક સારૂ,
મુજપર રોશ બતાવે. મુને છૂપી૦

અરે, એનો હાથ મારા હાથમાં આવતો નથી, પણ નક્કી એ હાથ કોઈ સ્ત્રીનો છે, એ તો ખરૂં, પણ મારી પ્રિયાનો સ્પર્શ થતાં હું રોમાંચિત થતો તે આ સ્પર્શથી કાંઈ થતું નથી, માટે એ સ્પર્શ મારી પ્રિયાનો નથી એમાં કાંઈ પણ શંકા નથી. ( ધુટણે બેશીને ) અહો મહાશક્તિ. તું જે હોઉં તેને હું લાચાર બની ગયેલો વિનવીને કહુંછું, કે જો તું મારા રૂડાને માટે આવી હોઉં, મારી પ્રિયા હોઉં, અથવા મારી પ્રિયાની પ્રેરેલી હોઉં. અથવા અમારો યોગ કરી આપનારી શક્તિ હોઉં, તો હવે બહુ થયું, મારા ઉપર કૃપા કર, અને મને તારાં પ્રત્યક્ષ દર્શન આપીને જેના વિયોગથી હું વિમાશણ કરૂંછું તેની મને ભેટ કરાવ. આ પ્રમાણે મારામાં અધિરાઈ ઉપજાવીને મારી ધીરજનો નાશ કર નહિ.

**ચિત્રલેખા.**—( તેનો વાંસો થાબડીને ) સાબાશ, કામપુત્ર, સાબાશ. તારા નિર્મળ અંતઃકરણમાં ખરી પ્રેરણા થઈછે, માટે હું તને પ્રત્યક્ષ થાઉંછું.

**અનિરૂદ્ધ.**—( સસંભ્રમ હાથ જોડીને ) મહાશક્તિ, મને કૃતાર્થ કર્યો. ( તેને વંદન કરેછે પછી સ્વગત ) હું ધારતો હતો એમજ નીકળ્યું. આ તો મારી પ્રિયા નોહોય, અરે, એ તો આ કરતાં બહુ રૂપાળી છે.

**ચિત્રલેખા.**—તમારૂં કલ્યાણ થાઓ, અહો યદુનંદ, તમે કોના સપાટામાં આવી ગયા છો, કે આ પ્રમાણે વિલાપ કરોછો ?

**અનિરૂદ્ધ.**—હું તેને દીઠે ઓળખું છું, પણ તેના સંબંધી બીજું કાંઈ જાણતો નથી, તે મને સ્વપ્નમાં દેખા દઈ તેટલી વાર સુખી કરી ગઈ; પણ ત્યાર પછીની મારી ગતિ મહામાઠી થઈછે. પણ કૃપા કરીને કોહો. તમે કોણ છો ?

ચિત્રલેખા.—ધીરે ધીરે બધો ખુલાસો થશે; પણ તમે વિખુટાં કેમ પડ્યાં ?

અનિરૂદ્ધ.—અરે, એમાં તે પ્રિયાનો કાંઈ દોષ નથી; મારોજ છે. મારા ઉપર તેનો પ્રેમ અનહદ છે, તેની તો ખાતરી થઈ ચૂકી છે. પણ હું આવડો પ્રસિદ્ધ છતાં, અને અમારૂં કુટુંબ આવું પરાક્રમી છતાં તે જાણે ચેષ્ટા કરવાને ના ઇચ્છતી હોય, તેમ તે સંબંધી પૂછપરછ કરવા લાગી, તેથી મને રીસ ચડી, ને તેને કાંઈ ઉત્તર નહિ આપતાં રીસાવી ચાલ્યો, પણ તેનું નામ ઠામ કાંઈ પૂછાયું નહિ.

ચિત્રલેખા.—તેની આટલી બધી પ્રીતિ જોઈ છતાં એકદમ રીસાવી શું ચાલ્યા ?

અનિરૂદ્ધ.—બે ડગલાં આગળ ભર્યાં તો ખરાં, પણ મારૂં અંતઃકરણ તેનાથી વિખુટાં પડતાં બહુ ખેંચાઈને દુઃખી થવા લાગ્યું, તેથી રીસાવ્યો છતાં પણ પાછો ફરવા જતો હતો, એટલામાં આ શત્રુનું કામ સારનારી આંખ ઉઘડી ગઈ. અરે, તે દિવસનો મારી પ્રિયા સારૂ વલખાં મારૂં છું. તમારે તેનો કાંઈ સંબંધ હોય ને મને મેળવો તો મારા થઈ ગયેલા વાંકને માટે હું તેની ક્ષમા માગું, હું તેને પગે પડું, અરે, એ રીઝાતી હોય તો એ જે કેહે તે કરૂ.

ચિત્રલેખા.—તે મારી સખી છે; તેને પણ એવુંજ સ્વપ્ન આવ્યું છે.

અનિરૂદ્ધ.—હેં, તેણેજ તમને અહિં મોકલ્યાં છે? શી આનંદની વાત ?

ચિત્રલેખા.—હા, તમારા કરતાં તે વધારે દુઃખી થાયછે; તેનું હૃદય તમારાથી કોરાયલું છે; ક્ષણે ક્ષણે નિશ્વાસ મુકેછે; અને તમારા દર્શનની લોભી અતિશય પરિતાપ પામેછે.

અનિરૂદ્ધ.—હેં, તે મારામાં એટલી બધી અનુરક્ત છે? અહો મન, હવે તું અધીરૂં ના રેહે, વારૂ તે કોણ છે ?

ચિત્રલેખા.—શોણિતપુરના બાણાસુરની તે કન્યા છે. અને તેનુ નામ ઉષા છે.

અનિરૂદ્ધ.—ઉષા, ખરી ઉષા, હૃદયમાં વિરહાગ્નિ પ્રજ્વલિત કરીને બાળનારી માટેજ ઉષા. એનું નામ પાડનારને ધન્ય છે.

**ચિત્રલેખા.**—પાર્વતી દેવીનો એ પ્રસાદ છે.

**અનિરૂદ્ધ.**—હેં, ત્યારે ગણપતિની સાથે પાર્વતી માતાએ ઉપજાવીને બાણને આપેલી તેજ એ.

**ચિત્રલેખા.**—હા, તેજ એ.

**અનિરૂદ્ધ.**—આહા, હું કેવો ભાગ્યશાળી! મારો પ્રેમ કેવો યોગ્ય સ્થળે બંધાયો છે. હવે તે એના રૂપગુણમાં ખામી ક્યાંથી હોય? મહાશક્તિ જગમાયાના હાથથી રચાયલી, માટેજ તેમની શક્તિ એનામાં ઉતરી છે. હવે મારા ભાગ્યનો ઉદય થયો. એ અલૌકિક પૂતળીની સાથે મારો સંબંધ નક્કી થશે? ચમત્કારિક શક્તિવાળી પરોપકારી દેવી! તમે મારો સંશય મટાડો.

**ચિત્રલેખા.**—પાર્વતી દેવિયેજ તમારૂં બંનેનું જોડું નિર્માણ કરેલું છે. માટે હવે સ્વસ્થ રોહો, પણ બાણસાથે કામ છે, માટે જો હિંમત ચાલતી હોય તો ચાલો, હું તમને આકાશમાર્ગે લઇ ચાલું.

**અનિરૂદ્ધ.**—એક પ્રાણ મેળવતાં બીજો પ્રાણ જશે તેની હું દરકાર કરતો નથી, માટે કૃપા કરીને મને સત્વર લઈ જાઓ.

**ચિત્રલેખા.**—તમારાં માતપિતાની આજ્ઞા લેવી હોય તો જાઓ લઈ આવો.

**અનિરૂદ્ધ.**—પ્રેમ ચોંટેલી સ્ત્રી હજી લગણ હું મેળવી શક્યો નથી, તેથી આખા કુટુંબમાં મારી હાંસી થાયછે. માટે મારી પ્રાણપ્રિયાસહિત હું તેમનાં દર્શન કરવા જઈશ. હવણાં તો મને મારી પ્રિયાનો સત્વર મેળાપ કરાવો.

**ચિત્રલેખા.**—ચાલો, હું તમને આકાશમાર્ગે આમને આમ ઉપાડી ચાલુછું.

**અનિરૂદ્ધ.**—હું એટલુંજ ઇચ્છુંછું. ખરે. તમે કોઇ મહાશક્તિ છો. (અનિરૂદ્ધને ચિત્રલેખા અદ્ધર લઈ ચાલેછે.)

### દાસી પ્રવેશ કરેછે.

**દાસી.**—અરે, અહિયાં તો કોઈ મળે નહિ. કુંવરનો હીંચકો ક્યાં જે? હીંડ, જઈને રૂકમવતીને તેડી લાવું. (જાયછે)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ, રૂક્‌મવતીનો મેહેલ.

### શોકાતુર રૂક્‌મવતી અને પ્રદ્યુમ્ન પ્રવેશ કરેછે.

**પ્રદ્યુમ્ન.**—પ્રિયા, તું શું કરવાને અકળાયછે. તારા પુત્રને બીજું કાંઈ થયું નથી.

**રૂક્‌મવતી.**—પ્રાણપતિ, એ સારી સાંગીને અર્ધો થઈ ગયો છે ને આપ એમ શું બોલોછો. ભાયડાતો કઠણ કાળજાના હોય, પણ અમારાથી તો વેઠાય નહિ. હવે તો ટેકો લાગે એવો કાંઈ ઉપચાર કરાવો તો ઠીક.

**પ્રદ્યુમ્ન.**—વૈદ્યે એની ચિકિત્સા જોઈને કહ્યું, કે, એને કાંઈ વ્યાધિ નથી પણ આધિ છે, અને તેનો ઉપાય તો એ શો કરે? મેં એના મિત્ર બકુલાંકને પૂછયું તો તેના કેહેવાથી જણાયછે, કે કોઈ કન્યામાં ચિત્ત લાગવાથી તે ચિંતાગ્રસ્ત થઈ ગયોછે.

**રૂક્‌મવતી.**—ત્યારે તે કન્યા તેને આણી આપો.

**પ્રદ્યુમ્ન.**—( હસીને ) પ્રિયા, મારૂં ચિત્ત તારામાં પેઠું ત્યારે તને આણી આપવામાં મને કોણ ઉપયોગમાં આવ્યું હતું ?

**રૂક્‌મવતી.**—આપ પોતેજ.

**પ્રદ્યુમ્ન.**—ત્યારે એ પણ પોતાને મન ગમતી કન્યા લઈ આવે, એમાં અકળાવું શું કરવા જોઈયે? એ કાંઈ વીર પુરૂષનું લક્ષણ નહિ, હવે એ ન્હાનું બાળક નથી. મેં એના મિત્રને કહ્યું છે, કે, એ તે છોકરો છે કે છોકરી. ( દાસી પ્રવેશ કરેછે ) જઈને ગમતી કન્યા લઈ આવે. અમારા કુળની એ રીતિજ છે.

**દાસી.**—ત્યારે શું કુંવર કન્યા લેવા ગયા હશે ?

**રૂક્‌મવતી.**—દાસી ! તું એમ કેમ બોલેછે. શું, કુમાર એના મેહેલમાં નથી ?

**દાસી.**—નાજી, એ તો ક્હિંએ નથી. જે હિંદોલા ઉપર પોહોડ્યા હતા તે પણ નથી ને.

**રૂક્‌મવતી.**—હેં, અરે, ત્યારે એ ક્યાં ગયો હશે? મને ધાસ્કો

પડેછે, મારૂં મન ગભરાયછે, અરે એને કોઈ ઉપાડી તો નહિ લઈ ગયું હોય ?

**પ્રદ્યુમ્ન.**—ન્હાનો બાળક હોય તો ચિંતા. એના વિષે પિતાજી બહુ કાળજી રાખેછે. તેમના બોલાવાથી ત્યાં ગયો હશે.

**દાસી.**—નાજી, ત્યાં પણ નથી તે કહિં પણ નથી. મેં બધે ભાળ કાહાડી. કૃષ્ણજિયે ચોગરદમ માણસ દોડાવ્યાં છે તો ખરાં, ને આપને પણ ત્યાં તેડ્યા છે.

**પ્રદ્યુમ્ન.**—ન્હાની સરખી વાતને કેવી વધારી દીધી છે.

**રૂક્મવતી.**—પ્રિયપતિ, મારો પુત્ર ખોવાયો એ ન્હાની સરખી વાત ? આપ આ શું બોલો છો ? જાઓ, પ્રિય ! આપ પધારો ત્યાં, એનો શોધ કરો, એને વેહેલા શોધી લાવો.

**પ્રદ્યુમ્ન.**—પ્રિયા, તું ચિંતા કરીશ નહિ. મને તો લાગેછે કે જે કન્યામાં એનું ચિત્ત ચોંટયું છે તેને લેવાને ગયો હશે. જે હશે તે હવણાં જણાશે. આ હું ચાલ્યો.　　( જાયછે. )

**રૂક્મવતી.**—દાસી, પ્રિયપતિને ઘણી ચિંતા થતી નથી. પણ મને તો અતિશય ગભરામણ થાયછે. અરે ! મારા કુંવરને કોણ લઈ ગયું હશે, એ ક્યાં ગયો હશે ? દાસી, મને ત્યાં લઈ જા. ( દાસી દોરીને લઈ જાયછે. )

## પ્રવેશ ૫ મો.

### સ્થળ, કૃષ્ણમંદિર.

કૃષ્ણ, બળરામ, યુયુધાન, ગદ, સાંબ, સારણ, નંદ, ઉપનંદ,
ભદ્ર, પ્રદ્યુમ્ન, સાત્યકિ, વિપ્રથુ, અનાધૃષ્ટિ સેનાપતિ.

**કૃષ્ણ.**—યાદવો, અનિરૂદ્ધ વીર છે, તેથી એની બહુ ચિંતા કરવા જેવું નથી. પણ યુવાવસ્થાના મદોન્મત્ત હાથી ઉપર વિચારનું અંકુશ ના હોય તો અવિચારની વર્તણૂક થાય.

**બળરામ.**—પોતાના ગજા ઉપરાંત કોઈની સાથે બાથ ભીડે તો કદાપિ એ દુઃખમાં આવી પડે, અથવા એ કરતાં પણ માઠો પરિણામ થાય.

**કૃષ્ણ.**—અને તેથીજ યાદવોનું રક્ષણ કરવાને હું સમર્થ નથી. એમ મારી અપકીર્ત્તિ થાય એ મને બહુ લાગેછે. બાકી પૌત્ર તો જ્યાં હશે ત્યાંથી વેહેલો મોડો આવી પોંહોંચશે.

પ્રદ્યુમ્ન.—એ પોતાની મેળે ગયો હોય એમ લાગતું નથી.

સાંબ.—કોઈ કન્યાના વિચારમાં ચિંતાગ્રસ્ત થયેલો હતો, તેથી તેનો પત્તો લાગતાં ત્યાં જઈ પોંહોંચ્યો હોય એમ લાગેછે.

કૃષ્ણ.—પણ જે હિંદોલા ઉપર તે પોહોડતો તે સુદ્ધાં ગયેલો જણાયછે, તેથી કોઈ લઈ ગયાનો સંભવ વધારે છે. અને સ્ત્રી વિના બીજા કોઈનું કામ હોય એમ મને લાગતું નથી.

અનાધૃષ્ટિ.—મહારાજ, પારિજાતનું હરણ કરવા આપ નંદન વનમાં ગયા, અને ઈન્દ્રને હરાવ્યો, તે વેર રાખીને કદાપિ તે તો લઈ ગયો નહિ હોય ?

કૃષ્ણ.—હે સેનાપતિ, તું એમ ના બોલ. દેવ એવા અણસમજુ નથી, પણ ભક્તવત્સલ છે. આપણે તેમના ભક્ત છિયે તેથી આપણે કાંઈ કરિયે તો તે સહન કરીને બેશી રેહે એવા છે. શત્રુતા પણ સારાની સારી છે.

પ્રદ્યુમ્ન.—ત્યારે કોઈ અસુરનું પણ કામ હોય. પેલા શાલ્વસાથે ૨૭ દિવસસુધી મારે યુદ્ધ થયું, પણ તેની માયાવી શક્તિથી હું ફાવી શકયો નહિ. અને છેવટે આપે ઈન્દ્રપ્રસ્થથી પધારી તેનો નાશ કર્યો.

કૃષ્ણ.—એણે તપ કરીને રૂદ્રને પ્રસન્ન કર્યા હતા તેથી તે અલૌકિક વિમાન પામ્યો હતો તેના બળે કૂદતો હતો. અરે! પણ બાણનું કામ તો ના હોય? એના જેવો બીજો કોઈ અસુર હાલમાં બળવાન નથી. ભોળા શંભુ જાતિ જોયાવિના અપાત્રના ઉપર અનહદ કૃપા કરી દે છે, અને તેથી દેવતાઓ સુદ્ધાંત મહાપીડામાં આવી પડેછે, એટલુંજ નહિ પણ કેટલીક વાર તો પોતાનેજ સેહેવું પડેછે.

અનાધૃષ્ટિ.—મહારાજ, એ જ્યાં ત્યાં અટકચાળાં ઘણાં કર્યા કરેછે, તેથી એનું પણ કામ હોય.

પ્રદ્યુમ્ન.—પણ આ કામમાં એને કાંઈ પ્રયોજન જણાતું નથી; વળી તે યોદ્ધો છે, અલૌકિકશક્તિ ધરાવતો નથી.

કૃષ્ણ.—મહાદેવે એને પુત્રપદે સ્થાપ્યો છે, તેથી તે જે માગે તે મળે એમ છે, માટેજ મને જરા સંશય પડેછે. એવાને વરદાન ના આપવું એમ મેં નારદમુનિદ્વારે મહાદેવને વિનવ્યા છે. જો એમનાથી

કાંઈ બન્યું નહિ હોય તો હું જાતે જઈને વિનવી આવીશ, કે હવે પછી એના વિષેનો અજંપો આપણને રેહે નહિ.

અનાધૃષ્ટિ.—મહારાજ, બે શક્તિ એક ઠેકાણે કેમ મળી શકશે?

કૃષ્ણ.—તું મારી પાસે રહ્યો છતાં પણ અમારી બંનેની શક્તિ જૂદી જાણેછે એ આશ્ચર્યની વાત છે. અમારી શક્તિ એકજ છે, પણ કાર્ય જૂદાં છે, હરિ અને હર એકજ છે, જે જૂદા જાણે તે જ્ઞાનથી જૂદા છે એમ જાણવું.

અનાધૃષ્ટિ.—ત્યારે તો ચિંતા નહિ. બાકી નારદમુનિને કજીઆ બહુ ગમેછે, તેથી એક બીજાને લડાવી મારીને કજિયો કરાવે. અરે, પણ પેલું કોઈ આકાશમાર્ગે આવેછે.

કૃષ્ણ.—અહો, એતો નારદમુનિ, ઠીક વેળાએ આવ્યા.

નારદમુનિ પ્રવેશ કરેછે.

પધારો મુનિ, હવણાં તમારીજ વાત ચાલી રહી છે, અમારા અનિરૂદ્ધની કાંઈ ભાળ ?

નારદ.—હા, મહારાજ, એ તો બાણાસુરની નગરીમાં બિરાજમાન થયેલા છે.

કૃષ્ણ.—ત્યારે શું મારી કલ્પના ખરી પડી? એને બાણ હરી ગયો છે ?

નારદ.—નાજી, એની ઓખા વેહેરે પરણાવવાને ચિત્રલેખા અદ્ધર ઉપાડી ચાલી છે.

કૃષ્ણ.—હેં, ત્યારે પાર્વતીદેવિયે બાણને આપેલી કન્યા વેરે એ પરણશે? છોકરો પૂરો ભાગ્યશાળી. ચાલો સંબંધ રૂડો થયો.

નારદ.—ભાગ્યશાળી તો ખરો, પણ અંદરથી આડું થાય એવું છે. બાણને તમે ક્યાં ઓળખતા નથી.

કૃષ્ણ.—હું જાણુંછું, પણ મહાદેવને તમે સમજાવ્યા છે કે નહિ? અનાદૃષ્ટિ જા, સેના અને ગરૂડ તૈયાર કર.

અનાધૃષ્ટિ.—જેવી આજ્ઞા મહારાજ. (જાયછે.)

નારદ.—તેમના ભણીની તમારે કશી ચિંતા રાખવી નહિ. એના કૃત્ય પ્રમાણે એને ફળ મળે તેની વચ્ચે એ આવે એમ વળી નથી.

પાર્વતીદેવિયે ઓખાને માટે અનિરૂદ્ધ વર અગાઉથી ઠરાવી રાખેલો છે, અને બાણનો ભુજાભાર એજ ભાંજગડમાં ભાગશે એમ શિવે ક્રોધે થઈને તેને કહેલું છે; માટે એક વાર પૂરો ઝઘડો એની સાથે મચ્યાવિના વરકન્યાનો હસ્તમેળાપ થાય એમ મને લાગતું નથી, માટે હવે તમે ત્યાં જઈ પોહોંચો, જો છોકરાને જીવતો રાખવો હોય તો.

કૃષ્ણ.—જ્યારે મહાદેવે યોગ્ય ધારણા કરી છે, ત્યારે હવે ચિંતા નથી. શોણિતપુરને કિલ્લારૂપ વીંટલાઈ રહેલા આહવનીય અગ્નિની ધાસ્તી રાખ્યાવિના હવે એના નગરમાં પ્રવેશ કરી શકાશે.

નારદ.—હા, મહારાજ, તમને મહાદેવના ભણીનો કશો અટકાવ થવાનો નથી. જેમ તમે કોહોછો તેમજ એ પણ કેહેછે કે, હરિ હર જુદા નથી. તો પણ બાણ કાંઈ અવળું કરી બેસે નહિ એટલામાં તમારે ચડી જવું જોઈયે.

કૃષ્ણ.—ઠીક છે.

( ગરૂડ આવેછે અને તેના ઉપર સૈનિકોને બેસારી મોકલે છે. )

---

## અંક ૬ ઠો.



### પ્રવેશ ૧ લો.

### સ્થળ, ઓખાનો આવાસ.

### ઓખા અને રામા.

ઓખા.—સખી, એ હજી કેમ ના આવી.

રામા.—આ તારી અધિરાઈ તે કેવી કેહેવાય ? દ્વારિકા અહિંથી ક્યાં પડી છે તેનો તો વિચાર કર.

ઓખા.—બેહેન. ( દુહો )

અધિરાઈ જ્યાં ઉપજી, કારણ કશું ન જોય,
માત્ર વિચારે એટલું, કેમ સિદ્ધિ નવ હોય.

રામા.—ચિત્રલેખા ઉડતી ગઈ છે, તો ઉડતી લઈ આવશે, પણ

સખી, તું તારા ચિત્રપટમાં જોજો કરેછે તે એમાં વધારે શું છે? લાવ જોઇયે હું મેળવું.

**ઓખા.**—તું એ ચિત્રપટમાં શું જોઈ રહી છે, કોની સાથે મેળવવા ઇચ્છેછે?

**રામા.**—જો, આ જાય એમ છે કે, એ ઓછો પુટડો છે કે?

**ઓખા.**—બહુ પરીક્ષા કરનારી ખરીકની, કેટલો ફેર, ક્યાં આગિયો ને ક્યાં ચંદ્ર!

**રામા.**—બાપુડી, તું મારી આંખે જો, એટલે ખરૂં શું છે તે જાણાશે.

**ઓખા.**—ઉંહ, જવા દે એ વાત, આવ આપણે પેલું ગાયન ગાઇયે.

**રામા.**—( સ્વગત ) સાંબને સાથે લઇ આવવાનું કહ્યું હોત તો મારૂં ગાવું સાર્થક હતું. ( પ્રકાશ ) પણ લે ત્યારે તને ગાવા લાગું.

( બન્ને ગાયછે. )

ઠુમરી.

" કનૈયા જરા બંસી બજા જારે " એ રાગની.

પિયુજી પૂરા પ્રેમે પધારો રે,
મેહેર કરી મેરબાન, પિયુજી. ટેક.
વિખુટી પતિવણ નહિ સોહાઉં રે,
સાહીને કર વા'લ વધારો રે. પિયુજી. ૧

**ઓખા.**—જો આ એક બાજુનું ગાયન મેં હવણાંજ જોડી કાહાડયું છે, બોલ જોઇયે.—

પિયુજી મારા પધારો વેહેલા વેહેલા રે. પિયુજી.

**રામા.**—( ગાયછે ) પિયુજી તારા પધારો વેહેલા વેહેલા રે. પિયુજી.

**ઓખા.**—તારા ક્યમ ગાયછે, મારા ગા ને.

**રામા.**—તારાજ ગાઉંછું ને, મારા તો ગાઉં, પણ મારા ક્યાં આવવાના છે?

**ઓખા.**—( હશીને ) તારોય વારો આવશે, પણ હવણાં તો પરણે તેને ગા. એમ હોય તો એકલી ના ગાઇશ, મારી સાથે ગા. બોલ.

**બંને.**—( ગાયછે ) દાદરો.

પિયુજી મારા વધારો વેહેલા વેહેલા રે. પિયુજી. ટેક.
પ્રીતમ પધારી, દુઃખ દો નિવારી.
વાર કરી શું વા'લા, આવડી પાડો વેળા રે. પિયુજી.
( રામા બેશી જાયછે. )

લે, વળી એટલી વારમાં બેશી શું જાયછે જે?
સખી, જો, જો, જો, આવ્યા, કેવું હેત?

**અનિરૂદ્ધસહિત ચિત્રલેખા પ્રવેશ કરેછે.**

**અનિરૂદ્ધ.**—પ્રિયા, જેવું તારૂં તેવુંજ મારૂં. કેમ તું કુશળ છે?

**ઓખા.**—પ્રાણનાથ, આપને દર્શને. (ચિત્રલેખાને) સખી, ક્ષમા કરજે. પ્રથમમાં તારો પાડ માનવો હું ભૂલી ગઈ.

**ચિત્રલેખા.**—( હશીને ) આ પ્રસંગ એવોજ છે.

**અનિરૂદ્ધ.**—પ્રિયા, હું રીસાવી ગયો તેને માટે તારી ક્ષમા માગુંછું.

**ઓખા.**—ક્ષમા માગવા જેટલા હજી જૂદા હો તો મને બોલાવશો નહિ.

**રામા.**—એમ રીસાવું શું જે?

**અનિરૂદ્ધ.**—આ કોણ છે જે?

**ચિત્રલેખા.**—કુંભાંડ પ્રધાનની એ પુત્રી છે.

**રામા.**—તું એમ કેમ બોલેછે; તારી બેહેન નહિ કે?

**ચિત્રલેખા.**—ખરી પણ ખરી, ને નહિ પણ નહિ.

**ઓખા.**—એમ કેમ?

**ચિત્રલેખા.**—હું વિધાત્રી છું. તમારો સંયોગ કરવાનું મારૂં છેલું કામ કરીને હું હવે જઈશ.

**ઓખા.**—સખી, મને તારા વિના કેમ ગમશે? ના એમ થાય નહિ.

**ચિત્રલેખા.**—બાપુ, હવે એક વિના, બધાં વિના ગમશે.

**રામા.**—બેહેન, તું ક્યાં જઈશ, મને કેમ ગમશે?

**ચિત્રલેખા.**—બાપુ, તને ગમે એમ પણ હવે સત્વર થશે. અ-

નિરૂદ્ધ, આ મારી સખીને તમારા સ્વાધીનમાં કરી, હવે હું જાઉંછું, એ જેમ સુખી થાય તેમ કરજો.

**અનિરૂદ્ધ.**—પ્રાણને પ્રાણ સુખી કરેજ, પણ અમને વિધિપૂર્વક પરણાવાનું બાણાસુરને કહી, પછી—

**ઓખા.**—હા, સખી. પછી તું જા, એમ તો કેમ કહું.

**ચિત્રલેખા.**—એ બધું જેમ થવાનું છે તેમ થશે. હવે મારાથી એક ક્ષણ પણ અહિં રહી શકાય નહિ. રામા, ચાલ તું મારી સાથે. (રામાને લઈને જાયછે.)

**ઓખા.**—(ગળગળી થઈને) મારી વાહાલી સખી, ઉભી રેહે જરા. તું જાયછે અને વળી સાથે રામાને લઈ જાયછે, ત્યારે પછી મારૂં અહિં કોણ?

**ચિત્રલેખા.**—હવે પછી જે નિરંતર તારાજ થનાર છે, તેના સ્વાધીનમાં તને કરીને જઈયે છિયે. હવેથી તારો અમારો સહવાસ સૃજયો નથી.

**રામા.**—હેં, ત્યારે હવે હું પણ આ સખીને નહિ મળી શકું?

**ચિત્રલેખા.**—બાપુ, તું તો મળી શકીશ.

**ઓખા.**—સખી, વિધાત્રી, તારો આજ સુધીનો પ્રેમ ભરેલો સહવાસ છૂટતાં મને દુઃખ થાયછે, તારી ભીડ કેમ ભાગશે?

**ચિત્રલેખા.**—વેળા વેળાનું કામ કરશે; વળી આ તારે માથે સબળ છે.

**ઓખા.**—આમનો વિધિપૂર્વક સંબંધ કરી આપવાને મારાં માતપિતાને કોણ વિનવશે, ઘટિત રસ્તા મને કેમ સૂઝશે? સખી, તું તો મારી આંખો છે, મારા હાથ છે, મારા પગ છે, અને ટુંકામાં કહું તો સર્વ સાધનભૂત છે.

**ચિત્રલેખા.**—હા, અને હું તેવીજ રહીશ. તું કાંઈ ચિંતા કરીશ નહિ, પણ તારી સાત્વિક બુદ્ધિની દોરાયલી દોરાજે. તારા સંબંધમાં જે બનવાનું છે તે ક્રમે બનવા માંડશે. સખી, સુખી થા. (ભેટીને જાયછે) ચાલ રામા.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ, કારાગૃહ.

### વિદૂષક તથા કેદિયો કામ કરતા પ્રવેશ કરેછે.

**વિદૂષક.**—( મયુરકેતુ ભાગી પડતો સાંભળીને. ) ભાગોરે ભાઈ ભાગો, પેલો મયૂરકેતુ પડ્યો, ને ભાગવાનો રસ્તો જડયો, ભાગોરે ભાઈ ભાગો. ( બધા ગભરાટથી દોડમદોડ કરેછે. )

**૧ લો કેદી.**—એ ભાઈ, એ ભલા ભાંમણ, મને તારી પછવાડે હંતાઈને, હટકી જવા દે.

**વિદૂષક.**—મારા સરખા શૂરાની ઓથે ભાઇ ભાગોરે ભાઈ, ભાગો.

**૨ જો કેદી.**—નાહે તો ખરો, પણ પેલો દંભકેતુ દળી નાંખશે જો.

**૩ જો કેદી.**—ભલા ભાંમણ, નાહતાં ફરી ઝલાઈયે તો રાજાજી પાહે જઈને, મને છોડાવજે.

**વિદૂષક.**—મયૂરકેતુ પડ્યો એટલે રાજાજી ને બાજાજી. હવે તો થશે તાજા રાજા.

**૨ જો કેદી.**—હેંડકે તાણે નાશ. ( બધા નાશી જવા માંડેછે. )

**દંભકેતુ.**—( પ્રવેશ કરી એક બેને ઝાલેછે એટલે બધા એકઠા મળી તેને વળગી પડી, પાડી નાંખી, માર મારી, નાશી જાયછે. ) દુષ્ટ કેદિયો, આ પ્રમાણે મારી સત્તામાંથી તમે છટકી જાઓછો, તો તમે મને તમારા લોહીનો તરસ્યો કરોછો, તેથી એકએકને હવણાં પીખી નાંખ્યા વિના અને તમારો કચ્ચરઘાણ વાળ્યાવિના તમને છોડવાનો નથી ( ત્રાડ નાંખતો પાછળ દોડેછે. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ, બાણાસુરનો દરબાર,

### બાણાસુર, દરબારિયો.

**પ્રતિહાર.**—મહારાજાધિરાજ બાણાસુરરાયને ઘણી ખમા.

**બાણાસુર.**—પ્રતિહાર, પ્રધાન હજી કેમ આવ્યા નથી.

**પ્રતિહાર.**—મહારાજ, કોઈ મ્હોટા કામમાં તેઓ રોકાયા નહિ તો અત્યાર સુધી આવ્યા વિના રેહે નહિ.

બાણ.—(સ્વગત) કોણ જાણે કેમ, આજે મને કાંઈ પણ ચેન પડતું નથી, કોઈ ઠેકાણે મન ગોઠતું નથી, માટે ગાયનથી કાંઈ શાન્તિ થાય તો થાય. (આસન) ક્યાં છે અપ્સરાઓ ?

**અપ્સરાઓ પ્રવેશ કરેછે, અને ગાયછે.**

"બીંદરાબીન મેરા સામરિયા" એ રાગની ઠુમરી.

અતિ અકળ કળા રચનાર તણી,
જન કોઈ થકી નવ જાય કળી રે, અતિ॰ ટેક.
જીવ ચા'ય કંઈ, પણ થાય કંઈ,
નહિ કો'થી ખળાયું રહેજ ખળી રે. અતિ॰ ૧
ખરી ખાંત કરી કંડિયો કરડે,
પણ સાપ ઉંદરને જાય ગળી રે. અતિ॰ ૨

**વિદૂષક ગાભરો ગાભરો પ્રવેશ કરેછે.**

બાણ.—અરે, કોણ ? વિદૂષક ? અલ્યા, તું ક્યાંથી આવ્યો, તને કોણે છોડ્યો ?

વિદૂષક.—વયસ્ય, આપ કુશળ છો ? (સ્વગત) હાથ છે. (તેને નિહાળીને જુવેછે.)

બાણ.—તું આમ શું જુવેછે ? સીધો ઉ

વિદૂષક.—આપને હું ક્યાં સીધે

આપું. આપે મને વાંકો ગણ્યો

બાણ.—પણ ત

વિદૂષ

ઠા

ધજારક્ષક ધજા લઈને પ્રવેશ કરેછે.

બાણ.—અરે, આ શું, ધજા પડી? વયસ્ય, હવે શું થશે?

( બધાને નીકળી જવા સુચવેછે. )

વિદૂષક.—( સ્વગત ) આવ્યા છે ભાઈ ઠેકાણે. ( પ્રકાશ ) હા વયસ્ય, એ પડે નહિ એટલા માટે આપે તો જકડીને બંધ બંધાવ્યા હતા, પણ તે કડાકડ છૂટવા માંડ્યા, એટલે હું પાસે કામ કરતો હતો તે ત્યાં દોડી ગયો, ને મારા વાંસા ઉપર પડવા દીધી. ડરશો નહિ, હું આપનો ભાઈબંધ થાઉં, તેથી એનો ભાર મેં સહ્યો, એટલે આપને સેહેવો નહિ પડે, ને વળી, મારા જેવા અપરાધી કેદમાંથી છૂટી ગયા છે, તેમની બાયડિઓની અને છૈયાં છોકરાંની દવા, આપની દવા કરશે તેથી હવે બધું પાંશરૂં ઉતરશે.

બાણ.—વયસ્ય, હવે શું કરૂં, મારા ગાળા નરમ થઇ ગયા છે. પેહેલેથીજ તારૂં માન્યું હોત તો પાંશરૂં પડત, પણ—

વિદૂષક.—ચિન્તા નહિ, હવે ગભરાશો નહિ. આફત આવે ...મ સુજનો વર્ત્તે, તેમ છતાં, જો આવી પડે, તો હિમ્મત રાખીને

...ય.

આજ કારણથી રોકાયો હશે, પણ હવે એ

...પેલા આવે. ( કુંભાંડ પ્રવેશ કરેછે. )

...ના આવોછો ?

...ંથી આ ન...

કુંભાંડ.—મહારાજ, આ જૂઠાને પડખે તમારે ઉભા રેહેવું નહિ. એ લુચ્ચો પાછો આપને ખાડામાં ઉતારશે.

વિદૂષક.—ખબડદાર, પ્રધાન, જૂઠો ને લુચ્ચો કોને કોહો છો? તમે મોટા તમારે ઘેર. હું તમારો ડમેલ ચંપેલ નથી, જે મને વિનાપરાધે ધમકાવો. ઉંધું ખોદાવનાર તો તમે છો, ને હવે મારે માથે ઢોળી પાડીને ફરી જાઓછો?

બાણ.--તમે બંને સાચા છો. મારૂં ફાવતું કરવા મેં એક બીજાનું ઓઠું દીધું હતું, માટે અહિં તમે લડવાનું જવા દઈને મને કોહો, કે ધજા પડી કેમ?

કુંભાંડ.—ઓખાને આવાસે કોઈ પુરૂષ આવ્યો છે, અને તે ઝરૂખે બેઠો છે.

બાણ.—હેં. એનો પ્રવેશ શી રીતે થઈ શક્યો?

કુંભાંડ.—આપે એને એનો સ્વામી શોધી કાહાડવાની આજ્ઞા દીધી હતી તેમ એણે કરેલું જણાયછે.

બાણ.—એને કોણ ખોળી આવ્યો? એની સાથે કાંઈ સેના છે?

કુંભાંડ.--એના ભાગ્યે એને આણી આપ્યો છે, અને તે એકલોજ છે.

બાણ.—(સ્વગત) એકલો શું કરનાર છે. (ધુસ્સે થઈને) એ ચોર આ પ્રમાણે મારી પ્રતિષ્ઠાને કલંક લગાડવા મને પૂછ્યા ગાછ્યા વિના દાખલ થયો, તો હવે એના ચૂરેચૂરા કરી નાંખું.

કુંભાંડ.--મહારાજ, એમ હવે નહિ થઈ શકે. સમાધાન કરવું એ વાત સારી છે.

બાણ.—એ ચોરની સાથે સમાધાન થાય નહિ. કોણ છે અહિ? સેનાપતિને પ્રવેશ કરાવ.

દ્વારપાલ.—(પ્રવેશ કરીને) બહુ સારૂ મહારાજ. (જાયછે.)

વિદૂષક.—એ ભાંજગડ જવા દ્યો. જો ખોટો પરિણામ અટકાવવો હોય તો ચાલો, આપણે ઓખાને આવાસે દેવીસહિત જઈયે, અને જોડું બંધ બેસતું હોય તો પરણાવી દઈયે.

### સેનાપતિ પ્રવેશ કરેછે.

બાણ.—હવણાં આ સેનાપતિ એને બાંધીને મારી સમક્ષ લાવશે.

કુંભાંડ.—એ એમ નહિ બંધાય.

વિદૂષક.—પછી પ્રીત નહિ સંધાય.

બાણ.—સેનાપતિ ?

સેનાપતિ.—આજ્ઞા મહારાજ,

બાણ.—કુમારીને આવાસે એક છૂપો ચોર આવ્યો છે તેને બાંધીને લાવો મારી પાસે. જો કદાપિ એ બંધાય નહિ, ને ટક્કર લેવા ઉભો થાય, તો એનું માથું ઉડાવી નાંખજો, કે ફાવે તે કરજો.

કુંભાંડ.—મહારાજ, મારૂં માનો.

બાણ.—એ એકલો છે ને આપણે હવે બીહીવાનું શું છે જે વારોછો ?

કુંભાંડ.—દૈવિકશક્તિવાળો જણાયછે, તેથી એકલો પણ હવિરોને ભારે છે, માટે એને છેડતા પેહેલાં વિચાર કરવો જોઈયે.

વિદૂષક.—છંછેડેલો સાપ શું ન કરે ?

બાણ.—છંછેડીને જીવતો મૂકિયે ત્યારેકની ?

કુંભાંડ.—( ચોપાયા અથવા મરેઠી ચાલની સાખી. )

જય વશ એકતણે નહિ રેહેતાં, ચપળપણું બતલાવે,
જીત્યો જીત્યો માનનારની, હારજ કરી હરાવે;
એક જણાને પક્ષે રહીને, અનેક ટેક મૂકાવે,
"અનેકને શું એકજ કરશે"? એ કેહેવું અળસાવે.

બાણ.—અરે, ભરાઈ પેઠેલા બીકણથી શું થવાનું છે, એમ શું ડરો છો ?

વિદૂષક.— ( ચોપાયા. )

બીકણ સામો શત્રુ જાણી. "બીકણથી શું થાશે."
એમ અતિ અભિમાનજ આણી, બીકણ સામો જાશે;
પણ બીકણ તે શૂરો બનીને, શૂરાનેજ નસાડે,
સમય બીરૂનો ભારૂ થઈને, શૂરા પૂરો પાડે.

**સેનાપતિ.**—એક ન્હાનો સરખો કોઈ છોકરો, જેને હોઠે ધાવ્યાનું દૂધ હજી સૂકાયું જણાતું નથી, તેવાથી મહારાજને આમ શું ડરાવી મારોછો ?

**બાણ.**—કૂપકર્ણ, હું એમ ડરાવ્યો નહિ ડરૂં.

**કુંભાંડ.**— દુહો.

સિંહબાળ બાળક છતાં, ઝાઝું જણાવે જોર,
મદવાળા કરી મસ્તકે, ચઢી કરે ઝટ ઠોર.

**સેનાપતિ.**—અરે, ઠોર કરવા જતાં તો ઠોર થાય.

**વિદૂષક.**—ઠોર થાય તો પ્રસાદે પેટ ભરાય.

**બાણ.**—સેનાપતિ, એક વાર તું સામો જા, અને તારા હાથનો ચમત્કાર એને બતાવ, પછી વાત.

**સેનાપતિ.**—આપનો પ્રતાપ છે, તો પછી વાત કાંઈ રેહેવાની નથી.

**વિદૂષક.**—પછવાડે કાંઈ રેહેવાનું નથી એ તો મને પણ સમજાયછે.

**કુંભાંડ.**—સંધિવિગ્રહના કામમાં એક વાર જેવું પગલું ભર્યું તેવું પાર ઉતરવું પડે; માટે—

**વિદૂષક.**—તેલ જોવું તેલની ધાર જોવી.

**બાણ.**—જા જા, ઘાંચી, અમારે તેલ પણ જોવું નથી ને તેલની ધાર પણ જોવી નથી; પણ મારી લાજ ઉપર હાથ નાંખવાને આવેલા ચોરનું માથું મારા આ ખડ્ગની ધાર સામે કેવું ટકી શકેછે તે મારે જોવું છે. સેનાપતિ, જાઓ તમે સેના લઈને, એ ચોરને મારી સામે રજુ કરો. અથવા તે સામો થાય, તો એનું માથું મારા પગ આગળ લાવીને નાંખો, કે તેના ઉપર પગપ્રહાર કરીને મારી દાઝ ઓળવું.

**વિદૂષક.**—(સ્વગત) લાકડાંમાં ઓલવાશે, લાકડાંમાં.

**સેનાપતિ.**—મહારાજ, ધજા પડયાનું જાણતાંજ આખી સેનાને મેં તૈયાર રાખેલી છે.

**બાણ.**—સાબાશ સેનાપતિ, સાબાશ. તમે ઘણા સમયસૂચક

છો, મને ખાતરી છે, કે તમે તમારૂં કામ સિદ્ધ કરીનેજ આવશો. જાવો સિધાવો. ( બધા જાયછે ).

## પ્રવેશ ૪ થો.

### સ્થલ, માર્ગ.

સેનાપતિ સેનાસહિત રણગીત ગાતાં કુચ કરેછે.

કુચ કુચ બહુ શૂરથી
હોંસ હોંસ ભરપૂરથી.
કુચ કુચ બહુ શૂરથી.
શૂર થઈને કરવા ચૂર. શૂર૦
ચાલો ચાલો ને ચલાવો ભાલા તરવાર.
હાર કરી ઝાલી મારો મારો ખુબ માર.
ચાલો ચાલો ને ચલાવો ભાલા તરવાર.
તરવાર ચલાવો ધરી શૂર.
ભગ ભગ લોહી કા'ડવા.
ભચ ભચ ભાલા મારવા,
ઝટ ઝટ બાણો ઝાડવા,
ઝાડવાને ઝટઝટ બાણ, વાળવાને અરિનો ઘાણ,
ચાલો ઝટ, ચાલો ઝટ, ચાલો ઝટપટ,
ઝટપટ ચાલો શૂર, શૂર સજી સટ,
ચાલો ઝટ, ચાલો ઝટ, ચાલો ઝટપટ,
ઝટપટ ઝટપટ ધરી પાદ ( જાયછે. )

## પ્રવેશ ૫ મો.

### સ્થલ, ઓખાનો આવાસ.

ઓખા અને અનિરૂદ્ધ.

ઓખા.—( ગભરાઈને ) અરે, આ શું છે? પ્રિયપતિ, આ તો આપણા ઉપર દળ ચડીને આવતું હોય એમ જણાયછે. મારા પિતા કોપ્યા તો નહિ હોય? અરે પરમેશ્વર, હવે શું થશે? મારા પેટમાં ફાળ પડેછે. મારા પ્રાણ! આપ આ ગોખમાંથી અંદર જાઓ.

અનિરૂદ્ધ.—પ્રિયા, તું ગભરાઈશ નહિ. તારો પિતા કોપ્યો હોય તો તું ચિંતા કરીશ નહિ. એવાં દળ મેં ઘણાં જોયાં છે, અને ઘણાં દળી નાંખ્યાં છે.

ઓખા.—પેલો મારા પિતાનો સેનાપતિ, કૂપકર્ણ, ક્રોધે ભરેલો, આંખો કાહાડતો, દાંત પિસતો, મને યમરૂપ દેખાયછે; આપ અંદર જાઓ, હું એને બધું પૂછી લઉં. (તેનો હાથ ઝાલી) ઉઠો, આપ હઠ કરો નહિ, મારૂં હૃદય કંપેછે.

અનિરૂદ્ધ.—પ્રિયા, તેં યુદ્ધપ્રસંગ દીઠા નથી, તેથી તને એમ થાયછે, પણ અમારે એની કશી નવાઈ નથી. તું ધીરજ ધર, ગભરા નહિ.

ઓખા.—આપ અંદર જઈને વાત કરો તો બહુ સારૂં. નીચેથી કોઈ બાણ ફેંકશે, તો આપના કોમળ શરીરમાં પેસતા પહેલાં મારૂં હૃદય ભેદી નાંખશે.

સેનાપતિ સેનાસહિત પ્રવેશ કરેછે.

પ્રિયપતિ, આપ આડાઈ ના કરો, એ નક્કી લડવાને આવ્યો છે.

સેનાપતિ.—ચોર, તું કોણ છે? ઉતર હેઠો, નહિ તો જ્યાં બેઠો છું ત્યાંથી વીંધીને નીચે પાડવો પડશે. (અનિરૂદ્ધ ઝડપથી ઉઠેછે, ઓખા તેને ઝાલી રાખેછે.)

અનિરૂદ્ધ.—પ્રિયા, અહિં તારૂં કામ નહિ. જે શસ્ત્રાસ્ત્રનો પ્રહાર કરી શકતો હોય તે શબ્દપ્રહાર કરે નહિ.

સેનાપતિ.—લે, ત્યારે આ અસ્ત્રનો પ્રહાર (બાણ મારવાનું કરેછે.)

ઓખા.—ભલા, કૂપકર્ણ, તમે આવા નમેંરા કેમ થાઓછો? તમે જરા થોભો, અને મને કોહો, કે આ પ્રમાણે શામાટે ચડી આવવું પડયું છે?

સેનાપતિ.—આ ચોર, બાણાસુરરાયની પ્રતિષ્ઠા ઉપર હાથ નાંખવાને પ્રકટ થયો છે, માટે એ જો કેદી થઈને તેમની હજુરમાં પોતાની મેળે આવશે નહિ, તો પછી એનું માથું કાપીને લઈ જવાની મને આજ્ઞા છે. (અનિરૂદ્ધ અમળાઈ પડવા જાયછે, ઓખા તેને ઝાલી રાખેછે.)

ઓખા.—મારા પ્રાણપતિ, આપ હવે હઠ કરો નહિ. મારા

પિતાએ મને મારો સ્વામી શોધી કાહાડવાની આજ્ઞા આપેલી છતાં, હવે આ પ્રમાણે સામા થાયછે, તો ઉગરવાનો કશો ઉપાય રહ્યો નથી. નાથ, હવે હું શું કરૂં? આપને કેમ ઉગારૂં? અરે, મારી ચિત્રલેખા આ વેળાએ હોત, તો આપણને આ પાપી ભૂમિ ઉપરથી અદ્ધર ઉપાડીને નિર્ભય કરત. નાથ, આપના ઉપર એ પાપિયો પ્રહાર કરશે તે મારાથી દેખી ખમાશે નહિ, માટે લોહીના તરસ્યા દૈત્યોને મારા બલિદાનથી તૃપ્ત કરવાને મને પેહેલી પડવા દ્યો. ( ભુશકો મારવા જાયછે.)

**અનિરૂદ્ધ.**—( અટકાવીને ) પ્રિયા, તારો જો મારા ઉપર પૂરો પ્રેમ હોય, અને મારી પ્રતિષ્ઠાને કલંક લગાડવાને ઈચ્છતી ના હોઉ, તો, તું એકવાર મારો હાથ જો, કે આ દૈત્યોનો હું કેવો ઘાણ વાળું છું. જો તને કાંઈ થયું તો, મારૂં શૂરાતન, મારી હિંમત, અને મારી યુદ્ધકળાનો સામટો નાશ થશે; પણ તું જો ગોખમાં બેઠી બેઠી મને યુદ્ધ કરતો જોઈશ, તો મારામાં બમણું શૂરાતન, બમણી હિંમત, અને બમણી યુદ્ધકળા આવશે, માટે મને તું અટકાવ નહિ.

**ઓખા.**—મારા પ્રાણપતિ, આપ આવા કોમળ, વિના હથિયારે, હથિયાર સૂજેલા કઠોર દૈત્યોની સાથે કેમ લડી શકશો? મારા વાહાલા, આપ આડા ના થાઓ.

**અનિરૂદ્ધ.**—આ મારૂં હથિયાર. ( ભોગળ કાહાડીને રણમાં પડેછે અને ભોગળવતે ભંગાણ પાડેછે. દૈત્યોનાં હથિઆર ખુંચાવી લઈને પ્રહાર કરેછે. )

**ઓખા.**—સાબાશ મારા પતિ સાબાશ. આવા કોમળને મેં તો આવા કઠિન નોહોતા જાણ્યા. પતિ, સંભાળો, સંભાળો, પછવાડે પેલો દૈત્ય ખડ્ગનો ઘા કરવા આવેછે. અરે, એ રડ્યાએ હાથ ઉંચક્યો. ખસો, ખસો.

**અનિરૂદ્ધ.**—( તેને ધક્કો પાડીને ભોગળદમ કાપમકાપા ચલાવેછે. )

**ઓખા.**—ઓ મારા શૂરાપતિ, આપે ગજબ કર્યો છે. પતિ, હવે આપ મારી દૃષ્ટિથી આઘા ના જાઓ. આપના ઉપર જે ધશી આવે તેનેજ આપ શિક્ષા કરો. અરે, એ તો પાછા ભાગ્યા, હવે આપ મારી પાસે આવો. ફરીને આવે તો પાછા ધાજો. ( અનિરૂદ્ધ એકદંડિયે દાખલ થાયછે. )

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ, માર્ગ.

### સેનાપતિ લંગડાતો લંગડાતો પ્રવેશ કરેછે, અને ધરણી ઢળી પડેછે.

**સેનાપતિ.**—છોકરો જાણી, જય મેળવવાની લાલચે આવ્યો, પણ એણે તો મારાં સોયે વર્ષ અત્યારથીજ પૂરાં કરી નાંખ્યાં. રેહેતાં રેહેતાં ચડીને આટલા અધિકારે પોંહોંચ્યો, પણ હવે પછીની આશા તો અંકુરમાંથીજ કરમાઈ ગઈ. પેલી આશા ભરેલી ઓખાએ દયા ઉપજાવતે મ્હોએ મને વિનવ્યો, પણ હું કોની સામે શું બોલ્યો તેનું મદે કરીને મને ભાન રહ્યું નહિ, અને તે બિચારીનું હૃદય કપાય એવા બોલ બોલ્યો, તેથી તેની બળી જતી આંતરડી કકળાવી તેને આશાભંગ કરવા જતાં હું આશાભંગ થયો. ઈન્દ્રની સાથે લડાઈ કરવા મહારાજ સાથે ગયો, ત્યારે મારા પરાક્રમનાં વખાણ થાય એવી આશાએ, એક મરી ગયેલા હાથીનો દાંત ખેંચી લાવી, તે ઐરાવત હાથીનો દંતુસ તોડી લાવ્યોછું એવો તડાકો માર્યો હતો, પણ આ એક છોકરાના હાથથી ઘવાયો, એમ વાત ચાલશે ત્યારે બધા મારે માટે શું ધારશે? મારા ઘામાંથી ઘણું લોહી વહ્યું, તેથી મારાથી હવે જીવાશે કે નહિ તેની પૂરી ભ્રાન્તિ રેહેછે. અરે, આ મારૂં છેલ્લું વચન તે અહિં કોણ સાંભળે—ભાઈયો, જેનાથી જે થાય તે કરજો, પણ કોઈની આશાભંગ કરવાનો ઉપાય કરશો નહિ.

**દૂત.**—(પ્રવેશ કરીને) અરે, આ તો સેનાપતિના જેવોજ અવાજ છે. (પાસે જઈને) સેનાપતિ, મહારાજનો મોકલ્યો, અહિંની હકીકત જાણવા હું ક્યારનોય આવ્યો છું, પણ પેલાના મારત્રાસથી ત્રાસી જઈને પણ એક ઝાડને થડે લપાઈ રહ્યો હતો, તેથી આપ મારી નજરે પડ્યા નોહોતા. કોહો, મહારાજને હવે જઈને શું કહું?

**સેનાપતિ.**—ભાઈ, મારી આંખોએ જોયું તો ખરૂં, પણ શું જોયું તે હું જાણતો નથી. મેં પણ મારાથી જે થયું તે કર્યું તો ખરૂં, પણ શું કર્યું તે હું જાણતો નથી. પેલા છોકરાએ શું કર્યું

એ પણ મેં જાણ્યું ખરૂં, પણ હું તે નથી જાણતો. માટે દીઠું તેવું કેહેજે; પણ હવણાં તો મને જરા આધાર આપીને અહિંથી લઈ જા, જરા ટેકો આપ. ( દૂત લઈ જાયછે. )

## પ્રવેશ ૭ મો.

### સ્થળ, બાણાસુરનો મેહેલ.

### બાણાસુર, કુંભાંડ, વિદૂષક.

કુંભાંડ.—ના રાજાજી, આ વિષે હું તો હવે કાંઈ બોલવાનો નથી. જેમાં મને ખોટો પરિણામ જણાય, તેમાં સામેલ રેહેવામાં મારો ધાટ નહિ.

બાણ.—તમે કાયર બનીને મને કાયર કરોછો, માટે હું પણ હવે આ વિષે તમારૂં કાંઈ પણ સાંભળવાનો નથી. મારો ડાહ્યો સેનાપતિ હવણાં એ ચોરને પકડીને લઈ આવશે.

વિદૂષક.—હાજી, જીવતો રહ્યો હશે તો ખાંડો થયેલો પણ આવી પોહોંચશે.

દૂત.—( ગભરાતો અને શ્વાસ ખાતો પ્રવેશ કરીને ) મહારાજ, પેલાએ તો સેનાનો ધાણ વાળી મૂક્યો.

બાણ.—હેં, તું શું કેહેછે ?

વિદૂષક.—સેનાપતિ તો સાજા તાજા છે, કે લાલ રંગમાં રગદોળાયા છે ?

દૂત.—મહારાજ, સેનાપતિ અધમુવા પડેલા હું જોઈને આવ્યો.

કુંભાંડ.—એ પડ્યા હશે એટલે સેના નાઠી હશે.

દૂત.—અરે, સેનાપતિ જીવે એમ મને લાગતું નથી.

વિદૂષક.—ધાવ્યાનું હોઠેથી દૂધ સૂકાયલું નથી એવા છોકરાના હાથના ઘાથી એ નહિ ઘવાયા હોય.

દૂત.—અરે, એ ગજબના કરનારે બધો ધાણ વાળી નાંખ્યો. મને પેહેલું તો લાગ્યું, કે એ શું કરશે, કેમકે ઘણો કોમળ છે.

બાણ.—ત્યારેજ એ પાપી ચિતાને વેહેલો વરશે. અરે, મારો કૂપકર્ણ અચેત હોય તો એ પાપીનું હ્રદય તોડી નાંખીને તેમાંના

લોહીનું માર્જન કરીને એને સચેત કરૂં. મારી ચતુરંગી સેના સજ્જ કરો. હવે હું એના ઉપર ચડુંછું, અને એનાં હાડકાંના ચૂરેચૂરા કરી નાંખુંછું. (જવા માંડેછે) જા દૂત, સેનાની તૈયારી કરવા દંભકેતુને આજ્ઞા કર.

કુંભાંડ.—મહારાજ, એ અજાણી ભૂમીમાં એકલો આવ્યો છે, પણ એને એકલો સમજવો નહિ. એના રક્ષણને અર્થે પછવાડેથી સેના આવતી હશે, અને આપ એક સ્થળે સેના લઇને જશો, ને તેની સેના નગરનો કબજો કરી લેશે, તો પછી શું કરશો ? માટે રાજનીતિને અનુસરીને રાજાએ કરવું જોઇયે તે પ્રસંગ બીજા નહિ, પણ આવાજ, તેથી આગળ પગલું ભરતા પેહેલાં ઘણી ચોકશી કરવાની છે.

વિદૂષક.—વયસ્ય, પ્રધાન ખરી વાત કેહેછે. સામ, દાન, ભેદ, અને દંડ એ ચાર પ્રયોગ રાજાએ કરવાના છે, તેમાંથી બીજાનો ઉપયોગ કરવાનો આ પ્રસંગ છે. મહાદેવના કેહેવા પ્રમાણે મયૂરકેતુ પડયો છે, તો હવે શો પરિણામ થશે તે આપ સહજ વિચારી શકતા હશો.

બાણાસુર.—રાજનીતિની વાતો કરતો હવે રેહે તું છાનો.

કુંભાંડ.—મહારાજ, એ ખરૂં કેહેછે.

બાણ.—એ અક્ષરશત્રુ વળી ક્યારે રાજનીતિ ભણ્યો છે ?

વિદૂષક.—વયસ્ય, આપ તે દાહાડે કેહેતા હતા, કે, રાજનીતિ ભણ્યો હોઉં તો તું જાણે; તે ઉપરથી આપે જ્યારે મને કેદમાં નંખાવ્યો, ત્યારે આપનો ભાઈબંધ જાણીને કારાગૃહના ઉપરિયો મારા ઉપર બહુ રેહેમ રાખતા હતા, તેથી હું ખુશાલ બેશી રેહેતો, તેવામાં એકની પાસે રાજનીતિની પોથી હતી તે હું બહુ શ્રમ વેઠીને ભણી ગયો છું.

બાણ.—હાં ! એમ છે ?

વિદૂષક.—હાજી, અને એટલાજ માટે હું કહુંછું, કે ચાર પ્રયોગમાંથી દાનનો પ્રયોગ આ પ્રસંગે શ્રેષ્ઠ છે, માટે એને ઓખાનું દાન કરી દ્યો, એટલે પાર્વતી દેવી પણ રાજી રેહેશે, ને બધું સમાધાન થઇ જશે.

બાણ.—તું આ પ્રમાણે બોલીને મારો ક્રોધાગ્નિ વધારે પ્રદીપ્ત કરેછે.

કુંભાંડ.—મહારાજ, આ પ્રસંગ એમ તરી જવાનો મને લાગતો નથી. આ બ્રાહ્મણ યથાર્થ કેહેછે, તેમ છતાં આપના ધ્યાનમાં ના આવતું હોય, તો આપ એક વાર સપ્ત રાજ્યઅંગનો પૂરો વિચાર કરો.

વિદૂષક.—પ્રધાનજી, તમે ખરેખરી વાત કહી. સ્વામી એક, અમાત્ય બે, સુહૃદ ૩, કોશ ૪, રાષ્ટ્ર ૫, દુર્ગ ૬, અને બળ ૭, એ સાતે અંગ દૃઢ જોઇયે તે પ્રમાણે વિચારો જોઇયે, છે ?

બાણ.—હા, છે. પેહેલું અંગ હું સ્વામી તે ખરેખરો દૃઢ છું.

વિદૂષક.—ભૂલોછો વયસ્ય, ભૂલોછો. રાજ્યના સ્વામી આપ, પણ આપના સ્વામી કોણ ? મહાદેવ ખરાકની ?

બાણ.—હા, પણ તેનું શું છે ?

વિદૂષક.—શું તે એજ, કે એ સ્વામી આ પ્રસંગમાં દૃઢ નથી, જુવો એકનું તો મીડું વળ્યું. બીજું અંગ અમાત્ય, તેમાં પેલો મોટો બખાળા કરનારો સેનાપતિ તો પરવાર્યા સરખો થઈ ગયો છે. આ રાજ્યપ્રધાન, ને હું આપ્તપ્રધાન, એ બંને આ પ્રસંગમાં દૃઢ નથી, બીજા અમાત્યમાં ગણાયછે, પણ તે તો બધા નમાલા છે, ત્યારે એ અંગ પણ પત્યું. ત્રીજું અંગ સુહૃદ એટલે મિત્રમંડળ તેનો વિચાર કરો, હું પણ તેમાં આવ્યો, રાણી પણ તેમાં આવ્યાં, આ પ્રધાન પણ તેમાં આવ્યા, શિવજીનું આખું ઘર પણ તેમાં આવ્યું, તે બધાં આ પ્રસંગમાં ડોડળાં છે, જુવો એ પણ પત્યું. ચોથું અંગ કોશ એટલે રાજ્યનો ભંડાર, પૈસા કાંઈ ખવાતા કે ચવાતા નથી, તેમ છતાં પણ આડી અવળી બાઝમબાઝામાં તેનો અતિશય વ્યય થઈ ગયો છે. તેમાં વળી ઈન્દ્રની સાથે આપે બિગાડ કર્યો, એટલે વર્ષાદ વરસતો બંધ થઈ જવાથી ખેતી વાડી પરવારી ગઈ, એટલે પઞ્ચાંશ વસુલ થયો નહિ, એ પણ પત્યું. પાંચમું અંગ રાષ્ટ્ર એટલે રાજ્ય, કેમ પ્રધાનજી, હું રાજનીતિ પ્રમાણેજ બોલુંછુંકની ? કોહો, હવે બાકીનું તમે કોહો.

કુંભાંડ.—તમે ઠીક કોહોછો, ચલાવો આગળ.

વિદૂષક.—(ગોઠવણી બેસારતાં) રાષ્ટ્ર એટલે રાજ્ય પણ ડોહળુંજ છે. (સ્વગત) એનું ચોકઠું કાંઈ બેસતું આવતું નથી, હાં ખરી વાત, સૂઝ્યું (ચાસન) આ દેશની ચારે બાજુએ તો શું પણ સ્વર્ગ, મૃત્યુ, ને પાતાળમાં આપે ધમધમાટ મચાવી દઈને બધાની શત્રુવટ બાંધી છે, તેથી આપનું રાજ્ય દૃઢ છેજ નહિ, બધાનો સામટો ધસારો થયો તો પછી જીતનાર કૃપાળુ થઇ કદાપિ કૃપા કરીને બલી મહારાજ પાસે પાતાળમાં રેહેવા દે તો જઈને રેહેવું પડે.

બાણ.—જેટલી વાર.લવવું હોય તેટલી વાર લવ્યાં કર, મારી સેના તૈયાર થતા સુધી મને અવકાશ છે.

વિદૂષક.—(સ્વગત) આ તો ધૂળ ઉપર લીપણ દેખાયછે.

કુંભાંડ.—આપણો કેહેવાનો ધર્મ છે માટે તમે કહ્યા જાઓ.

વિદૂષક.—છઠું અંગ દુર્ગ એટલે શોણિતપુરની આસપાસનો કોટ, તે કોટ તો અગ્નિનો શિવજિયે કરેલો છે, તેમાં જયારે પેલા સુકુમાર યોદ્ધાને પ્રવેશ થવા દીધો છે, ત્યારે તેનું રક્ષણ કરવાને કોઈ આવશે તો તેઓને રાજી થઈને દાખલ થવા દેશે, માટે એ અંગ પણ નકામું થઈ ગયું. છેલ્લું અને સાતમું અંગ બળ, એટલે સર્વ પ્રકારનું બળ, જેવી કે સેના. ચોગરદમની કેટલીક લડાઈમાં યુદ્ધપ્રસંગે પલાયન કરી જાય એવા દૈત્યો તો હણાયા છે. બાકી રહેલામાંથી પેલા સેનાપતિની સાથે, નવતર યોદ્ધાએ ધાણ વાળી નાંખ્યાના હવણાંજ દૂતે સમાચાર કહ્યા. તે જતાં બાકીની સેના જેમ બાકી છે તેમ પેલા યોદ્ધાને ફાવે ત્યારે યુદ્ધ કરવાનું પણ બાકી છે. તેમાં વળી તેની ઓથે કોઈ આવ્યું તો જોઈ લ્યો.

બાણ.—તારી રાજનીતિનો હવે અંત આવ્યો ?

વિદૂષક.—રાજનીતિમાં ઘણું એ કહ્યું છે. પ્રભુશક્તિ, મંત્રશક્તિ અને ઉત્સાહશક્તિ, એ ત્રણ શક્તિઓનો પણ વિચાર કરવાનો છે. સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ, અને આશ્રય એ છ ગુણનો ગુણ લેવાનો છે. અને ક્ષય, સ્થાન, અને વૃદ્ધિ એ ત્રણ ઉપાયની પણ યોજના કરવાની છે.

બાણ.—એ બધાનું અમને સૂઝશે તેમ કરીશું. ( રણસિંગાનો નાદ થાયછે, વિદુષક દોડતો જતો રહેછે ) અરે, કોણ છે હાજર?

દ્વારપાળ.—આજ્ઞા મહારાજ,.

બાણ.—મારૂં કવચ ને હથિયાર ઝટ લઈ આવ.

દ્વારપાળ.—ઘણું સારૂં ( જાયછે. )

વિદૂષક તથા રાણી પ્રવેશ કરેછે.

બાણ.—એ ચોર હવે મારા હાથમાંથી બચવાનો નથી.

રાણી.—મારા વાહાલા પતિ, આપણી એકની એક દીકરીના ઉપર આ પ્રમાણે કોપ ના કરો. એણે આપણા કહેવા પ્રમાણે કર્યું છે તો તેને આ પ્રમાણે દુઃખી ના કરો. અરે, જેણે સેનાનો ઘાણ વાળી મુક્યો, એવો પરાક્રમી આપણો જમાઈ થયો એ જાણીને ખુશી થાઓ.

બાણ.—રાણી, તારે મારા કામમાં વચ્ચે આવવું નહિ. એમાંથી કોઈને હવે હું જીવતું મુકનાર નથી. મેં મારી ધારણાપ્રમાણે જો એ દીકરીનેજ પૂરી કરી હોત, તો આ પ્રમાણે મારી ફજેતી થાત નહિ.

વિદૂષક.—અરે, વધારે ફજેતી થવી અટકાવવી હોય, તો હવે આટલેથીજ પતાવો. મારા સરખા ગરીબ બ્રાહ્મણનું એટલું માનો, આટલી ચિંતા પાસે રહ્યાની થાયછે. ( ડંકો થાયછે. રણસિંગું વાગેછે. )

બાણ.—હવે હું જોઉં કે એ કેવો મારા સામો થાયછે. અરે, એનાં હાડકાંના ચૂરેચૂરા કરી નાંખું નહિ, તો મારૂં નામ બાણ નહિ. ( જવા માંડેછે. )

રાણી.—પતિ, મારા વાહાલા પતિ, હું તમારી દાસી તમને પગે પડીને કહુંછું, કે આ આપણા ભલા પ્રધાનને મોકલી સમાધાન કરો તો ઠીક. મને માનશકુન થાયછે, મારૂં જમણું અંગ ફરકેછે, મારો ઉંડો આત્મા બળેછે, માટે હું કરગરીને કહુંછું, કે આપ મારૂં માનો, આડાઈમાં પરિણામ સારો નથી; મહાદેવનું વચન મિથ્યા નહિ થાય, તેમજ પાર્વતિયે આપેલો વર આપનાથી નિવારી નહિ શકાય, માટે મારૂં માનો, અને હાથે કરીને સુખનો નાશ વોહોરી લ્યો નહિ. પતિ, ખોટી હઠ ના કરો.

બાણ.—નહિ દેવી. એમ હું નહિ કરૂં, હવે હું બીહીને પાછો નહિ હઠું, જે પરિણામ થવાનો હશે તેને તાબે થઈશ. પણ એક વાર એ ચોરને તો મચેડી નાંખ્યાવિના રેહેવાનો નથી. ચાલ, ખશ વેગળી. તારૂં કહ્યું માનીને મારા શૂરાતનને હું આંચ આવવા દેવાનો નથી. માટે ચાલ, મૂક માર્ગ. ( બળે કરીને જાયછે. )

રાણી.—પ્રધાન, તમે જાઓ એમની પછવાડે, અને સમયને અનુસરીને દીકરીનું અને આપણું સારૂં થાય તેમ કરો. અરે, હું રાજ્યની રાણી છતાં, મારી દીકરીના ઉપર આવી પડતી પીડા દૂર કરી શકતી નથી. તે એમ નહિ ધારે, કે, મારા પિતા નમે'રા થયા તો થયા, પણ મારી માતા પણ એવીજ થઈ. દીકરી, મારી વાહાલી દીકરી, તું મને દોષ દઈશ નહિ, તારે માટે મારૂં કાળજું વિંછળાઈ જાયછે. અરે પરમેશ્વર, આનો પરિણામ શો આવશે?

કુંભાંડ.—દેવી, અમે જઈયે છિયે, અને બનતા સુધી સમાધાની થાય એમ કરિયે છિયે. ( જાયછે.)

## પ્રવેશ ૮ મો.

### સ્થલ, ઓખાનો આવાસ.

### ઓખા ને અનિરૂદ્ધ.

અનિરૂદ્ધ.—પ્રિયા, હવે મને સજ્જ થવા દે. જો પેલી સેના આવી.

ઓખા.—પ્રાણપતિ, આ તો મારા પિતા ચડી આવ્યા. અરે, હવે આપને ઉગરવું મહાકઠિન છે. આગના ભડકામાંથી ઉગરાય તો એમના કોપમાંથી ઉગરાય. અરે, એ ક્યાં અને આપ ક્યાં, માટે હવે તો આપને નીચે નહિ જવા દેઉં. એ આપણને કેદી કરીને ભલે લઈ જાય. ગમે ત્યાં પણ આપણે બે એકઠાં હઈશું, એટલે બસ છે.

અનિરૂદ્ધ.—પ્રિયા, એમ થાય નહિ. તું તારી મેળે જોયાં કર, અરે, તું મને વધારે વાહાલી થવાને આમ બનેછે એમ સમજ. સંકટ વેઠીને મેળવેલી ગમતી વસ્તુ વિશેષ ગમતી થાયછે.

ઓખા.—ના પ્રાણપતિ, હવે તો હું નહિ જવા દેઉં.

### બાણ સેનાસહિત પ્રવેશ કરેછે.

ઓ પતિ, આપ ઉછાળા મારો નહિ. જુવો સેના અગણિત છે, મારા પિતા આદરીને આવ્યા છે. અરે, છંછેડેલો સાપ વૈર વાળવાને ફુંફવાડા મારતો આવે તેમ મારા પિતાનો પ્રત્યેક હાથ વૈર વાળવાને ટમટમી રહેલો મને ભાસેછે. અરે, તે દરેકનો દેખાવ મારા હૃદયમાં અતિશય કમકમાટ અને ત્રાસ ઉત્પન્ન કરેછે, અને સાક્ષાત કોપ મૂર્તિમાન થઈને પોતાનું બળ બતાવવાને પ્રકટ્યો હોય એમ મારા પિતા મને દેખાયછે. અરે, હવણાં એ મારા પિતા નથી, પણ મને પૂરા કાળરૂપ દેખાયછે; માટે મારા પ્રાણ, હવે આપ કશી આડાઈ ના કરો. મારા જીવતરનો, મારા સુખનો, અને હવે પછીની મારી સ્થિતિનો આપના અને આપ એકલાનાજ ઉપર આધાર છે. એ આધારને આંચ આવી, તો મારા જીવતરનો, મારા સુખનો, અને મારી સ્થિતિનો છેડો આવી ચૂક્યો, માટે મારા આધારભૂત સ્વામી, આપ શાન્ત થાઓ. સાથે ડાહ્યો કુંભાંડ નથી તેથી નક્કી એ પોતાની રીતિપ્રમાણે બધાંનો ધિઃકાર કરીને આવ્યા છે તેથી—

**અનિરૂદ્ધ.**—પ્રિયા, તારો પિતા કાંઈ મારા થકી બળિયો નહિ હોય, એ તું નક્કી જાણજે. તારી એક વાર ખાત્રી થઈ છતાં તું શું કરવાને ડરછ. એ કોપેલો કદાપિ તારા ઉપર ઘા કરશે, માટે આ ફેરે તારે ગાંખે રેહેવું નહિ. તું જીવતી હઈશ તો મારાથી જીવાશે. માટે બેશ ત્યાં, હું હવે નિરાંત કરીને આવુંછું.

**ઓખા.**—પણ પતિ, ગમે એવા પણ એ મારા પિતા છે, તેથી તે વંદવા યોગ્ય છે, માટે પગે પડીને, કાલાવાલા કરીને, પણ સમજાવજો. તમને અથવા એમને ગમે તેને પણ પીડા થાય તેથી મારૂં કાળજું કપાય. આપણે આપણો અર્થ સરવાસાથે કામ છે, વાહાલાંમાં વિરોધ પાડવા સાથે નથી.

**અનિરૂદ્ધ.**—પ્રિયા, જો એમજ તું ઇચ્છેછે તો તારા પિતા ઉપર હું હાથ નહિ કરૂં. છેવટે મારા—

**બાણ.**—ચાંડાળ ચોર, હજી લગણ તું કેમ ભરાઈ પેઠો છે, ઉતરૂ હેઠો. મારા હાથ તને પીખી નાંખવાને અધીરા થઈ રહ્યા છે.

ઓખા.—ઓ પતિ, એ હવે આપને નહિ છોડે, માટે આપ જાઓ નહિ, આવો આપણે આ મ્હોટા આવાસમાં કહિંક સંતાઈ પેશિયે. મારૂં કાળજું કંપેછે, મને ત્રાસ પડેછે.

અનિરૂદ્ધ.—ડરીને સંતાઈ પેસવું એ શૂર પુરૂષનું લક્ષણ નહિ. તું કશી ચિંતા મા કર, હવે તો મારી પાસે પૂરાં હથિયાર છે. (નીચે જોઈને) સસરાજી, હું આપને વંદન કરૂંછું.

બાણ.—ચોર, તારૂં માથું ધડ ઉપરથી નીચે પડીને મારા પગમાં અથડાય નહિ ત્યાં લગી હું તારૂં વંદન માનું નહિ. આવ નીચે ને જોઈ લે મારો હાથ.

અનિરૂદ્ધ.—એમ છે? વારૂ ત્યારે જોઈ લ્યો મારો હાથ.

(તે નીચે પડીને તુમુલ યુદ્ધ મચાવેછે ને સેનાનો ઘાણ વાળી મુકેછે.)

કુંભાંડ અને વિદૂષક પ્રવેશ કરેછે.

વિદૂષક.—રંગ છે સિંહના છોરા, રંગ છે. અરે, એ બાણનાં અણિયાં કેવાં જાળવી લે છે.

કુંભાંડ.—ધન્ય, વીરપુરૂષ ધન્ય છે. ખરે, ઓખાએ એક રત્ન શોધી કાહાડ્યું છે. અને એની નેકી કેવી છે, બીજા ઉપર એ ઘા કરેછે, પણ રાજા વચ્ચે આવી જાયછે તો પણ એને જાળવી લે છે. (બાણ કોરે થઈ ગયો તેને) મહારાજ, આ યોદ્ધો કોઈ દેવાંશી છે. ઇન્દ્રના કરતાં પણ વધારે બળવાન છે. જેમ છોકરાં રમત રમે એમ એ યુદ્ધ કરેછે, ને કોઈનાથી પરાભવ પામતો નથી. શસ્ત્રવિદ્યાસંપન્ન છે. અને યુદ્ધકળામાં મહારથી જેવો છે.

વિદૂષક.—જેવી ઓખા રૂપાળી છે તેવોજ એ નવરાશે ઘડેલો છે, એનું જોડું બહુ સારૂં છે.

બાણ.—માટેજ હવાણાં હું ખંડિત કરૂંછું.

વિદૂષક.—વયસ્ય, આપના હાથનો સળવળાટ હવે શમી જવા આવ્યો છે, માટે દૈત્યોનો ઘાણ વળાવવો હવે અટકાવો, અને આ પરાક્રમી પુરૂષને સમજાવીને દરબારમાં લઈ જઈને ઓખા વેહેરે પરણાવી દ્યો.

બાણ.—પેહેલો મને આ તરવાર વેરે પરણાવવા દે, પછીથી બીજી વાત. ( અનિરૂદ્ધ વચમાં આવી ગયો છે તેના ઉપર ધશીને ઘા કરવા જાયછે. તે પોતાના હથિયારવડે સાચવી લેછે. અને નિરભય થઈને ઘાણ વાળેછે તેથી ભંગાણ પડેછે.)

કુંભાંડ.—( બાણ પાસે જઈને ) મહારાજ, આ વીર પુરૂષ હારવાનો નથી. એ આપના ઉપર જાણી જોઈને હાથ કરતો નથી, એટલામાં સમાધાનીપર આવો તો સારૂં.

બાણ.—હું એના જીવની સમાધાની હવણાં કરૂંછું. ( માયારૂપ ધરીને તેને નાગપાશે બાંધી લેછે.) ચોર, હવે ચલાવ તારો હાથ, જોઉં વારૂં.

અનિરૂદ્ધ.—સસરાજી, કપટથી મને બાંધ્યો, પણ વગર બાંધ્યે આપના સામા મેં મારા હાથ બાંધ્યા હતા, નહિ તો આવી વેળા આવત નહિ. માટે હવે તમારી પુત્રી મને પરણાવો.

વિદૂષક.—વયસ્ય, એ ઠીક કેહેછે, હવે આપની જીત થઈ ચૂકી, હાથનો રસ પણ ઉતરી ચૂકયો, અને સેનાનો ઘાણ પણ વળી ચૂકયો.

બાણ.—પ્રથમ તો એને આ તરવારની ધાર વેરે પરણાવવાનો મેં નિશ્ચય કર્યો છે. તે કામ પેલી પાપણી પુત્રીની સમક્ષ મારે કરવું છે, માટે જાઓ અસુરો, ઓખાના આવાસે ચડીને એને બાંધીને મારી સમક્ષ લાવો. ( અસુરો દોડી જાયછે. )

કુંભાંડ.—મહારાજ, આ તમે શું કરોછો ?

બાણ.—મારી સેનાનો નાશ કરનારનો નાશ કરૂંછું. ભલાઈ પછવાડે ભલાઈ, ને ભૂંડાઈ પછવાડે ભૂંડાઈ.

અનિરૂદ્ધ.—ભલાઈ પછવાડે ભૂંડાઈ કોહો. આ પ્રમાણે મને બાંધ્યા પછી, મારી પ્રિયાની સમક્ષ—

બાણ.—ચોર, સંભાળીને બોલ, તને કોણે કન્યાદાન દીધું છે કે આ પ્રમાણે તું બોલે છે.

અનિરૂદ્ધ.—વિધાત્રી, કન્યાદાન દઈ ચૂકી છે.

વિદૂષક.—ત્યારે એ આપનો જમાઈ થઈ ચૂકયોછે. હવે વયસ્ય.

ઓખાને બાંધી લાવેછે.

આપ સમજો, અને ગરીબડી ઓખાના ઉપર દયા કરીને બંનેને પરણાવી દ્યો.

બાણ.—ચિતામાં બંનેને હું હવણાંજ સંગાથે પરણાવુંછું. પ્રથમ તો આ તરવારને આ દુષ્ટ પરણશે અને આ ભાલાને આ દુષ્ટા વરશે.

(તરવાર મારવા જાયછે.)

કુંભાંડ.—(તેને અટકાવીને) મહારાજ, આપ આ શું કરોછો ?

ઓખા.—મારા વાહાલા પિતાજી, હું જો આપના અપરાધને પાત્ર થઈ હોઉં એમ આપે નિશ્ચય ઠરાવ્યું હોય, અને મારા કાલાવાલાથી આપ ક્ષમા કરો, એમ ના હોય તો મારા પતિના ઉપર ઘા કરતા પેહેલાં મને મારો.

બાણ.—તારી આંખો આગળ આ દુષ્ટને કતલ કરીને પછીથી તારૂં પણ તેમજ કરીશ.

અનિરૂદ્ધ.—પ્રિયા, તું ગભરા નહિ, દુઃખી થા નહિ. (બાણ ભણી જોઈને) અહ્યા દુષ્ટ, બાણ, વિવેકને રસ્તે તું નથી સમજતો તો હવે અવિવેકને રસ્તે તને કહુંછું, કે કાતર બાણ, તું આ પ્રમાણે મને બીબાવીને જગતમાં શૂરાતનને અપમાન લગાડેછે, છોકરાં પ્રત્યે માતાપિતાના ધર્મને હાની પોંહોંચાડેછે, અને યુદ્ધના નિયમોને તોડી નાંખેછે. ઝાડની ડાળિયો કરતાં વધારે હાથ તને છે, અને તે અતિશય બળવાળા છે, તો આ પ્રમાણે માયાથી મને નાગપાશે બાંધીને તારૂં પરાક્રમ શું સંભળાવા જાઉંછું. વીર પુરૂષોના હાથનો અનુભવ જોવો હોય તો મને એકવાર છોડ, અને તારી સર્વ સેના સાથે મારા સામો લડ. પછી મારો હાથ તારા ઉપર કેવો ઉપડેછે, અને તારી આ હાથરૂપી ડાળિયોનું કેવું છેદન કરેછે તે તું જો. મારી પ્રિયાનો પિતા જાણી, મારો સસરો જાણી, મેં તારા ઉપર એક પણ ઘા કર્યો નથી તેનો તું ખોટો લાભ લઈને તારા શબ્દનું શૂરાપણું બતાવેછે ? લડવૈયાઓને તો શસ્ત્રથી શૂરાતન બતાવવાનું છે, એ નિયમ તું ઉંચો મૂકેછે.

બાણ.—સિંહના મ્હોમાં બકરૂં બરાડા પાડે તેમ હવે તારૂં બોલવું થાયછે તે બંધ કરવાને હવે આટલીજ વાર છે. (તેને મારવા જાયછે.)

ઓખા.—(વચ્ચે પડીને) ઓ મારા પિતા, બાળકના બોલવા

ઉપર આટલો બધો રોષ શું કરવાને કરોછો ? આ પ્રમાણે જયારે કરવું હતું, ત્યારે મને પાળીપોષીને મ્હોટી શું કરવાને કરી, આવા દુઃખમાં રીબાવવી હતી, તો મને મારાં પાર્વતી માતા પાસેથી શું કરવાને આણી, મારો વર મારી મેળે મારે ખોળી કાહાડવો એવી આપે આજ્ઞા કરી તે પ્રમાણે પાર્વતી માતાના વરદાનથી હું આ વર પામી, એમાં મારો અપરાધ શો ? પિતાજી, તમે તમારો ધર્મ ચૂકોછો, પણ હું આવી સંકટની વેળામાં પણ મારો તમારા પ્રત્યેનો ધર્મ ચૂકતી નથી, અને મારા મનમાં થતા બળાપાને ડબાવીને કહું છું, કે મારા પતિનો ને મારો નાશ કરવાને તમે આદર્યું છે, તો તેમ કરીને પણ તમે સુખી થાઓ, પણ તમારી પુત્રી કેહેવાયાનું, તમારા ખોળામાં રમ્યાનું, અને તમારી છાયામાં રહ્યાનું મને આ ફળ મળેછે એવું જગતમાં કોઈને મળશે નહિ. માતા, મારી વાહાલી માતા, આ વેળાએ મને તારી ભેટ થતી નથી, પણ તારા મારા ઉપરના અતિશય હેતને લીધે તને મારા મરણ પછી અતિશય દુઃખ થશે, અને તારૂં દિલાસાનું ઠેકાણું જાયછે, તેથી તું સાંરી સાંરીને તારો આવરદા પૂરો કરીશ, પણ, ભલા વિદૂષક અને ડાહ્યા કુંભાંડ, તમે મારી માતાને મારા આ છેહલા બોલ કેહે જોઃ— 'માતા, તારૂં મારા ઉપર આટલું બધું હેત છે, અને હું આ રાજાનાથી ઉત્પન્ન થયેલી તારી પુત્રી નથી, તેથી સ્વાભાવિક પ્રેમ તેમને મારા ઉપર આવતો નથી, માટે મારો આ પ્રમાણે નાશ કરેછે' તો મારા આ છેલા બોલ તમે કેહે જો, કે, 'માતા, મારી વાહાલી માતા, આવતે અવતાર હું તારે પેટે અવતરીને તારી હાલની બધી બળતા હોલવીશ. અને હાલમાં મારા ઉપર આટલા બધા ક્રૂર થયેલા મારા પિતાનો સ્વાભાવિક પ્રેમ મારા પ્રત્યે ખેંચીશ, પણ તે સાથે વળી એટલું કહું છું, કે પાર્વતી દેવિયે મારા ઉપર મેહેર કરીને આ અવતારમાં આ પતિ મને મેળવી આપ્યા છે, તે સાતે અવતાર મને મળજો.' અહો યદુનંદ, તમે આવીને મારો હાથ ઝાલ્યો નથી એટલામાં તમારે માથે આ દુઃખ આવી પડ્યું તેને માટે મને ક્ષમા કરજો. તમે સુખમાં કલોલ કરતા હશો. તેમાંથી મેં પાપીણિયે તમને અહિ મંગાવ્યા અને કોમળ કમળ પત્રને આગના ભડકામાં નાંખે તેમ આ પ્રમાણે સંક-

ટના ભડકામાં ઝોકાવ્યા. (પાર્વતી માતાનું સ્મરણ કરેછે.) મારાં સૃજનાર, પાર્વતી માતા, મારો આ રીતે છેડો લાવવાને આપે મને સૃજી હોય, તો આપની ઈચ્છાને હું શરણ થાઉંછું, પણ એમ જો તમારી ધારણા ના હોય, તો મારા ઉપર વિનાપરાધે કોપેલા મારા પિતાના હૃદયમાં પ્રેરણા કરો, કે આ પ્રમાણે નિરૂપાય બની ગયેલા ભ્રમર કમળનો નાશ ના કરે. (શાન્ત રેહેછે.) પિતા, હવે હું મારી આંખ સદાને માટે મિંચુંછું, માટે મને દુઃખી કરવી હોય, તો મારો શિરચ્છેદ કરીને સુખી કરો.

કુંભાંડ.—રાજાજી, જો આપની નજરમાં બીજી વાત ના ઉતરવી હોય, તો હાલ આ બે જણને તમારી નજરમાં આવે ત્યાં રાખો. ક્રોધના આવેશમાં કાંઈ કામ કરવું નહિ, એવી ડાહ્યા પુરૂષોની શીખામણ છે. જો એમ નહિ કરો તો ખોટો પરિણામ થતો કેટલે જઈ પોહોંચશે, તે કહી શકાતું નથી.

વિદૂષક.—મહારાજ, પ્રધાનજી યોગ્ય કેહેછે. આ સર્પ વેગળા કરીને બંનેને એક ઠેકાણે રાખી મુકો. સરત રાખો કે પાર્વતી દેવીનો ઓખાને માથે હાથો છે, તેથી તમે કેટલી હદે જાઓછો તે તે જોયાં કરતાં હશે.

બાણ.—હું બંધનમુક્ત તો કરનાર નથી; પણ જાઓ અનુચરો, તમે આ બંનેને મારી નજર આગળથી હાલ લઈ જાઓ, અને કારાગૃહમાં પૂરો. (બંનેને લઈ જાયછે.)

## પ્રવેશ ૯ મો.

સ્થળ, માર્ગ.

બાણ, વિદૂષક અને કુંભાંડ જતા દેખાયછે.

બે અનુચરો ગભરાતા પ્રવેશ કરેછે.

પેહેલો અનુચર.—મહારાજ, મહારાજ, (શ્વાસ ખાયછે.)

બાણ.—કેમ, શું છે? આટલો બધો ગભરાયછે શું કરવાને, બોલ્ ઝટ, શું છે?

**બીજો અનુચર.**—રાજાજી, આભલામાંથી મ્હોટા જોદ્ધાનાં ટોળે ટોળાં લઈને એક મ્હોટા વગડા જેવડું પંખી નાંખીને ચાલતું થયું.

**પેહેલો અનુચર.**—અરે, એનાં વધારે માંણહાંને લઈ આવવા ગયેલું, તે હવણાં પાછું આવતું હશે. અમને ત્યાં રોકી રાખેલા તે બધું પૂછીને હવણાં આવવા દીધા, ને કહ્યું જે તારા બાણને—

**બીજો અનુચર.**—આપણે એમ ના કહિયે, બાણાસુર મહારાજ કહિયે. મહારાજ, એમણે કહ્યું છે, જે અમે લડવા આવ્યા છિયે.

**બાણ.**—કુંભાંડ, એ કોણ હશે?

**વિદૂષક.**—પેલા યોદ્ધાને માર્યો નથી એટલે ચિંતા નથી. એના સગા હશે તો—

**કુંભાંડ.**—એ તો શ્રીકૃષ્ણ ગરૂડ ઉપર ચડી આવેલા જણાયછે.

**બાણ.**—અરે, એ ન્હાના ચોરની ઓથે મ્હોટો ચોર આવ્યો છે, તો એને પણ મારો હાથ બતાવવુંચ્છું. ચાલો, આપણે સર્વ સેનાની તૈયારી કરાવિયે.

**કુંભાંડ.**—મહારાજ, એમને નહિ પોહોંચાય, માટે તમારી ઇચ્છા હોય તો હું બધું સમાધાનીપર લાવું.

**બાણ.**—પેલા છોકરાને હરાવતા પેહેલાં પણ તમે એમજ કેહેતા હતા. તેમ મેં ના કર્યું ને મારી મરજી પ્રમાણે લડયો, તો કેવો જીતી લીધો; માટે તમારૂં હું માનવાનો નથી.

**વિદૂષક.**—મહારાજ, એ તો એકલો હતો, પણ દાંત તોડી પાડે એવા યોદ્ધા લઈને શ્રીકૃષ્ણ આવેલા છે તેમને નહિ પોંહોંચો. જરા વિચારો.

**બાણ.**—આપણી પાસે ક્યાં યોદ્ધા નથી. લડાઈ કર્યા વિના મારૂં બળ હું શી રીતે બતાવી શકું; માટે હું તો લડવાનો.

**વિદૂષક.**—લડીને ફળ કાહાડજો. હવે જે થવાનું હશે તે છેલ્લુંછે.

**બાણ.**—ચિંતા નહિ. ચાલો પ્રધાન, આપણે તૈયારી કરિયે.

( જાયછે. )

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ, જંગલ.

**પ્રથમ આવીપોહોંચેલા યાદવો પ્રવેશ કરેછે.**

**૧ લો યાદવ.**—આપણને મૂકીને ક્યારનોય ગરૂડ ગયો છે, ને હજી લગણ શ્રીકૃષ્ણ કેમ પધાર્યા નહિ?

**૨ જો યાદવ.**—હવે તો એ નક્કી આવવા જોઈયે.

**૩ જો યાદવ.**—જો, જો, જો, પેલો ગરૂડ આવતો દેખાયછે.

**ગરૂડે બેશીને શ્રીકૃષ્ણ, બળરામ, પ્રદ્યુમ્ન અને સામ્બ પ્રવેશ કરેછે.**

**બીજી બાજુએ બાણ સેનાસહિત પ્રવેશ કરેછે.**

કૃષ્ણ.—બાણાસુર, અમારો અનિરૂદ્ધ ક્યાં છે? અમે જાન લઈને આવ્યા છિયે, માટે હવે લગ્નસમારંભ કરવા માંડવો છે કે લડવું છે?

બાણ.—પ્રથમ તો આ પેહેરામણી બાંધો છેડે. પછી તમારા અનિરૂદ્ધની જે વલે થઈછે તેવી સર્વેની કરૂંછું. ( બાણ છોડેછે. )

( તુમુલ યુદ્ધ થાયછે. પ્રથમ યાદવસેના પાછી હઠેછે, પણ પછવાડેથી ધસારો કરીને બાણની સેનાને હરાવેછે, અને બાણના હાથનું છેદન કરવા માંડેછે, એટલે તે આમ તેમ ગભરાતો શિવની પ્રારથના કરેછે. )

અહો મહાદેવ, આપે મને માગ્યા વર આપીને મારી પ્રતિષ્ઠા વધારી છે, તો આ વેળાએ સાહાય થાઓ, અને મને ઉગારવાને ધાઈ આવો.

કૃષ્ણ.—શિવજીની કૃપાનો તેં ઘણો ખોટો ઉપયોગ કર્યો છે, એટલે હવે તે તને સાહાય થનાર નથી, અને હું તને જીવતો મૂકનાર નથી.

બાણ.—અહો ભોળા શંભુ, તમે મારી વા'રે ધાઓ. તમારૂં કહ્યું નહિ માનીને મેં મારા હાથનો ભાર ઉતારવાને યોદ્ધો માગ્યો, તો તેનું ફળ મને મળી ચૂક્યું, પણ હવે મને જીવતો ઉગારો.

**પાર્વતીસહિત મહાદેવ પોતાની ભૂતની સેના લઈને પ્રવેશ કરેછે.**

કૃષ્ણ.—( પોતાનાં હથિયાર નાંખી દઈને ભેટેછે. ) મહારાજ, મારાથી જો આપનો કાંઈ અપરાધ થયો હોય તો ક્ષમા કરજો.

શિવજી.—બાણની ઈચ્છાને અનુસરતું આપે કર્યું છે, એટલે એમાં ક્ષમા કરવા સરખું કાંઈ નથી.

કૃષ્ણ.—ઠીક છે ત્યારે, આ પાપનો સમૂળગો નાશ કરૂંછું. ( બાણ ઉપર ઘા કરવા જાયછે. )

શિવજી.—( કૃષ્ણને નિવારીને ) ના, એમ થાય નહિ.

કૃષ્ણ.—( પાર્વતીને ) મહાશક્તિ, આપના પતિ હવણાં ખીજવાઈ જશે. જોજો, હું જરા તાલ કરૂંછું. ( મહાદેવને ) ના મહારાજ, હું તો એનો નાશ કરનારો

નારદજી પ્રવેશ કરેછે.

પધારો નારદજી.

શિવજી.—આવો નારદજી, તમે ઠીક વેળાએ આવ્યા છો.

નારદજી.—હાજી, બધાંની કનડનો છેડો આવતો જાણીને આપના દર્શને આવ્યો છું. ( કૃષ્ણને ) હાં, શું જુવોછો, કાહાડો ટાહાડે પાણિયે ખસ, આવો પ્રસંગ ફરી મળવાનો નથી.

કૃષ્ણ.—શિવજી તે આવાને ઉગારવા કેમ ઈચ્છતા હશે. મહારાજ, એક જતાં ઘણા સુખી થશે, માટે હું તો એને પૂરો કરૂંછું. ( તેને મારવા જાયછે. મહાદેવ તેને અટકાવે છે અને ત્રિશુળ કાહાડી લડવા ઉભા થાયછે. )

નારદજી.—હાં, કૃષ્ણ, શું જોઈ રહ્યા છો? હવે તો જે બને તે ખરી. ( યાદવ તથા શિવના યોધાઓને ઉશ્કેરેછે ને લડાઈ ચાલેછે. )

આકાશમાર્ગે બ્રહ્મા પ્રવેશ કરેછે.

બ્રહ્મા.—હાં, હાં, હાં, કોણ, કોના સામું લડેછે. શિવજી, આપ જરા શાન્ત થાઓ, કૃષ્ણ તમે આ શું કરોછો !

કૃષ્ણ.—મહાદેવને હું જરા રમાડુંછું.

વિદૂષક.—આવા મ્હોટા મ્હોટામાં મારા સરખા ન્હાના પ્રાણીનું કામ નથી, પણ શ્રીકૃષ્ણજી, પ્રલ્હાદના વંશમાંથી કોઈને નહિ મારવાનું આપે વચન આપ્યું છે તે ભૂલી જઈને આપ આ શું કરોછો ! અમારા રાજાને હવે તમારાથી કાંઈ થાય નહિ.

કૃષ્ણ.—ઠીક, ત્યારે તારી એવી ઈચ્છા છે તો વેવાઇ જાણીને જતો મુકુંછું. પાર્વતી દેવી, હવે આપની અને શિવજીની શી ઇચ્છા છે?

**પાર્વતી.**—આ બ્રહ્મા અહિં પધાર્યા છે, તો ઓખાને અનિરૂદ્ધ સાથે એ પરણાવે.

**બ્રહ્મા.**—હા, હું તૈયાર છું.

**વિદૂષક.**—( બાણાસુરને ) વયસ્ય, હવે બધું ભય મેં નિવારણ કર્યું છે, માટે હવે ઓખાને અને અનિરૂદ્ધને અહિં લઈ આવવાની આજ્ઞા કરો.

**બાણ.**—જા, તું ને કુંભાંડ જઈને દેવીસહિત તેમને અહિં લઈ આવો.

**પાર્વતી.**—મેં ચિત્રલેખાને આજ્ઞા કરી છે, તે પ્રધાનપુત્રી રામાસહિત સર્વેને તેડીને આવતી હશે. જો એ પેલી આવી.

**ચિત્રલેખા, રામા, ઓખા, ને અનિરૂદ્ધ પ્રવેશ કરેછે.**

( સરવને પગે લાગેછે. )

**રામા.**—( સામ્બને દેખીને )અહો, હું જેનું ચિંતવન કરતી હતી તેજ.

**ચિત્રલેખા.**—હા તેજ, અને તેની સાથે તું હવણાંજ પરણીશ.

**બ્રહ્મા.**—( ઓખા સાથે અનિરૂદ્ધનો હાથ મેળવીને ) ઓખા અનિરૂદ્ધનો જય.　　( બધાં સાથે બોલવા લાગેછે. )

**ચિત્રલેખા.**—( રામા તથા સામ્બને આગળ લાવેછે. )

**બ્રહ્મા.**—રામા સામ્બનો જય, બંને જોડાં સદા સુખી રેહો.

**બાણાસુર.**—બ્રહ્મા, વિષ્ણુ, ને મહેશ્વર, અનુભવે મને યોગ્ય ડાહાપણ શીખવ્યું છે. શિવ પાર્વતિયે મને પુત્રપદે ગણીને મારો મહિમા વધાર્યો. મેં જે જે વર માગ્યા તે તે આપ્યા. અઘટિત માગણી કરવા જતાં મને શીખામણ દીધી તેનો મેં તિરસ્કાર કર્યો. તેમજ મારા આ અનુભવી પ્રધાનની, આ વિદૂષકની, અને મારી દેવીની યોગ્ય સલાહ માની નહિ તેનો શો પરિણામ થયો તે મેં અનુભવ્યો, મારા ઉપર કૃપા કરીને પાર્વતી માતાએ મારૂં વાંઝિયામેણું ટાળવાને આ પુત્રી મને આપી, તેના ઉપર જેટલી પ્રીતિ રાખવી જોઈયે તેટલી નહિ રાખતાં, મેં પછવાડેથી તેના ઉપર પૂરો અભાવ જણાવ્યો, અને ઘણી દુઃખી કરી, તેનું ફળ પણ મને મળ્યું. મદે કરીને આંધળા થઈ જાયછે તેનો શો પરિણામ થાયછે તે પણ મેં જોયો. માટે મારા દાખલા ઉપર

નજર રાખીને જગતના લોકો શીખામણ લે એવાં આપનાં વાક્યોનું અમારી સર્વની પાસે કથન કરાવો.

બ્રહ્મા.—બાણ, તારૂં કેહેવું યથાર્થ છે. સર્વે મારી સાથે બોલવા લાગો કે—

ગીતિ.

અંધ કરી મદ સૌને, વિનાશ કરી દુઃખસમુદ્રમાં ઝોકે,
સૌ સુખ શાન્તિ સારૂ, ન થશો મદનો પ્રવેશ ત્રણલોકે. ૧
કો જન સુજન કૃપાનો લાભ લઈ અવળી કરણી ન કરો,
શિક્ષા અંતર ધરીને, દુસ્તર દરિયો જગત તણોજ તરો. ૨
માત પિતા બાળકની, પ્રીતિ વેલી પરસ્પરે વધજો.
એક બીજાના સુખની, વૃદ્ધિ કરવા સદાય સા'ય થજો. ૩

( પડદો પડેછે. )

સમાપ્ત.